વડીલબંધુ

## શ્રી. જયંતીલાલ રામજી દોશી

[ ઉંમર વર્ષ : ૫૦ ]



જેમણે હંમેશા મારા દરેક કાર્યમા અંતરની
આશિષ વર્ષાવી છે, મૂંગી અને આડકતરી
સહાનુભૂતિ બતાવી છે. તેમના
ચરણકમલમા આ પુસ્તક

**અર્પણ કરું છું.**

બાબુ



શ્રી નરેન ધોળકિયા

જમણ ઓરિસ્સાના ગામડે ગામડે ફરી
વેરવિખેર વસતા ગુજરાતીઓના સંપર્ક સાધ્યો

આ મહત્ કાર્યમાં

રૂા. ૫૦૧) આપી

— આ પૃષ્ઠ —

## પિતાશ્રી સ્વ. રામજી દોશી

## માતુશ્રી સ્વ. ત્રિવેણીબાઈ

– નાં –

પુણ્ય-સ્મરણાર્થે......



–જયંતિલાલ
–હિરાલક્ષ્મી
–બાબુલાલ

## વસતિ-પત્રક વિભાગોમાં વપરાયેલા
# સંક્ષેપોની સમજ

| | | |
|---|---|---|
| જ્ઞા. ઉ. | = | જ્ઞાતિ, ઉપજ્ઞાતિ |
| વા. | = | વાણિયા. |
| જૈ. | = | જૈન. |
| દ. | = | દશા શ્રીમાળી. |
| ક. | = | કપોલ |
| મો. | = | મોઢ |
| વા. સો. | = | વાણિયા સોની |
| ખડા. | = | ખડાયતા |
| સ્વા. | = | સ્વામીનારાયણ |
| બ્રા. | = | બ્રાહ્મણ |
| શ્રી. | = | શ્રીમાળી |
| ઔ. | = | ઔદિચ્ય |
| સા. | = | સારસ્વત |
| રા. | = | રાજ્યગુરુ |
| બ્ર. ક્ષ. | = | બ્રહ્મક્ષત્રિય |
| ગુ. ક્ષ. | = | ગુર્જર ક્ષત્રિય |
| ક. ક્ષ. | = | કચ્છી ક્ષત્રિય |
| હા. મે. | = | હાલારી મેમણ |
| ક. મે. | = | કચ્છી મેમણ |
| ક. પ. | = | કડવા પટેલ |
| ઈ. ખો. | = | ઈસ્માઈલી ખોજા |
| મે. મુ. | = | મેમણ મુસલમાન |
| લો | = | લોહાણા |
| પ. સો | = | પરજીયા સોની |
| ક. પા. | = | કડવા પાટીદાર |
| ઉ | = | ઉંમર |
| અ. | = | અભ્યાસ |
| ઉ. શી. | = | ઉચ્ચ શિક્ષિત |
| મે. | = | મેટ્રિક |
| નો. મે. | = | નૉન મેટ્રિક |
| સા. | = | સાધારણ |
| મૂ વ. | = | મૂળ વતન |
| સૌ. | = | સૌરાષ્ટ્ર |
| ગુ. | = | ગુજરાત |
| ક. | = | કચ્છ |
| વ. સ. | = | વડિલ સાથેનો સંબંધ |
| પ.; અપ. | = | પરિણીત; અપરિણીત |
| વિ. | = | વિધુર – વિધવા |
| વ્ય; નો. | = | વ્યવસાય; નોકરી |



# સંભારણા

ઉત્કલ (ઓરીસ્સા) માં વસતા ગુજરાતી ભાઈઓનું વસતિ-પત્રક તૈયાર કરી એક વિસ્તૃત માહિતી-ગ્રંથ આકારે પ્રગટ કરવાની યોજના આજથી પાંચેક વર્ષ પર વિચારાયા છતાં તે અમલમાં મૂકી શકાઇ નો'તી. ખાસ તો ઓરીસ્સાનાં ગામડાંઓમાં ઘેર ઘેર ફરી ગુજરાતીઓનો સંપર્ક સાધી માહિતી એકઠી કરી શકે એવી કોઈ વિરલ વ્યક્તિનો અભાવ જ આ વિલંબનું કારણ હતું.

પ્રવાસપ્રેમી અને અનુભવી, સાહસિક, નવું નવું જોવા, જાણવા અને માણવા ઇચ્છતો એક સંસ્કારી જીવડો મળી ગયો, તે મુંબઈના શ્રી નરેન ધોળકિયા.

આવા કાર્યોમાં કઈ જાતની અગવડ આવે છે તેનું વિશદ આલેખન શ્રી જ્યોતીન્દ્રભાઈ દવેએ તેમની પ્રસ્તાવનામાં કર્યું છે તે વાંચ્યાથી સહેજે સમજમાં આવી જશે કે આવાં કાર્યો વિચારવા કરતાં કરવાં કેટલાં કઠિન છે.

શ્રી નરેનભાઈએ આ કાર્ય શરૂ કર્યું અને ઘણે સુધી પહોંચાડયું, પણ અચાનક તેમને લંડન જવાનું થતાં તથા ચોમાસામાં વાહન-વ્યવહારની અગવડને અંગે કાર્ય વિલંબમાં પડયું.

પ્રવાસ દરમિયાન નરેન્દ્રભાઈએ અનેક નરેન્દ્રો ઊભા કર્યા હતા. મિત્રો, શુભેચ્છકો અને કાર્યકરોનું એક જૂથ તૈયાર થયું હતું. તે લોકો તથા આપણા જાગૃત મંડળો અને શાળાના શિક્ષકો દ્વારા સમયસરની સહાયના મળતાં કાર્ય સરળ થયું, અને આમ કાર્ય આગળ ધપતું રાખ્યું. આ સૌ ભાઈ-બહેનોનો હું ખરેખર ઋણી છું.

ઓરીસ્સા તથા ગુજરાતના સમર્થ લેખકોએ સહકાર આપી આ ગ્રંથને શણગાર્યો છે. શ્રી જ્યોતીન્દ્રભાઈની પ્રસ્તાવનાએ આમાં રંગ પૂર્યો છે. શ્રી ગુણવંતરાય આચાર્યે 'વણઝાર'માં ગુજરાત અને ઓરીસ્સાની પ્રાચીન સંસ્કૃતિનું દર્શન કરાવ્યું છે. આવા લેખકો તથા અનુવાદકોનો હું અંતરથી આભાર માનું છું.

આ કાર્યમાં પ્રોત્સાહન અને સક્રિય માર્ગદર્શન આપવા બદલ જન્મભૂમિના શ્રી પુરુષોત્તમ દોશી, શ્રી છોટાલાલ સોપારીવાલા, ગ્રંથને વ્યવસ્થિત કરી આપવા બદલ ભાઈ શ્રી પ્રાણજીવનદાસ વચ્છરાજ, ગ્રંથ પ્રકાશનના કાર્યમાં સક્રિય સહાયતા બદલ શ્રી ધનંજય પુરોહિત વગેરે ભાઈઓનો હું આભારી છું.

આ ગ્રંથમાં જાહેર ખબર અથવા યોગ્ય ફાળો આપીને તથા પુસ્તકના અગાઉથી ગ્રાહક બનીને જેમણે મદદ કરી છે તેમનો પણ હું ઋણી છું. જેકેટના ચિત્ર માટે શ્રી અસીમ બોઝ અને શ્રી પ્રસન્ન શેઠ તથા સમયસર સુંદર છપાઈકામ કરી આપવા બદલ જૈનેન્દ્ર પ્રેસના માલિક પં. પરમેષ્ઠીદાસ જૈન પણ તેટલા જ ધન્યવાદને પાત્ર છે.

. દૂર દૂર વસતા ગુજરાતીઓને એકબીજાના પરિચયમાં લાવવાના મારા નમ્ર પ્રયાસને આ ગ્રંથથી કંઈક વેગ મળશે અને ઓરીસ્સાની ગુજરાતી જનતા આ પ્રયાસને આવકારશે એવી આશા સાથે 'ગુજરાત પરિચય' ગ્રંથ તેમની સમક્ષ રજૂ કરું છું.

કેસર નિવાસ, ઓરિયા બજાર
કટક-૧ (ઓરીસ્સા)

બાબુલાલ દોશી
તા. ૩૧-૫-૬૨

# આશીર્વાદ અને અભિપ્રાય

**શ્રી મોરારજી દેસાઈ** — ન્યુ દિલ્હી
નાણાં પ્રધાન — તા. ૨૦–૬–૬૧
ભારત સરકાર

ભાઈ શ્રી બાબુલાલ

તમારો તા. ૧૬મીનો પત્ર મળ્યો. ઓરીસ્સામા વસતા ગુજરાતીઓની માહિતી એકઠી કરી એક ગ્રંથ પ્રગટ કરવાનું વિચાર્યું છે એ કાર્યને હુ આવકારુ છુ. ગુજરાતીઓ દેશભરમા વેપાર અર્થે જ્યાં જ્યા ગયા છે ત્યા દૂધમા સાકર ભળે તેમ સ્થાનિક વસતિમા ભળી ગયા છે અને તેની એક યા બીજા પ્રકારે સેવા કરતા રહ્યા છે. જુદા જુદા પ્રાંતોના મારા પ્રવાસમા મને જોવા મળે છે અને એમની રહેણી કરણીથી મને સંતોષ પણ થયો છે

આ ગ્રંથ પ્રગટ કરવામા સ્થાનિક આગેવાનોનો સહકાર મળ્યો છે એ સત્ય જ છે. મને આશા છે કે આ પ્રકાશનમાથી ત્યાના ગુજરાતીઓ તેમ જ અન્ય લોકો વચ્ચેની સહકાર અને સુમેળની ભાવના દૃઢ થશે અને તેથી સૌને ફાયદો થશે. તમારા આ કાર્યને મારા તરફથી શુભેચ્છા મોકલુ છુ.

× ×

**શ્રી ડૉ. જીવરાજ મહેતા** — સચિવાલય, અમદાવાદ.
વડા પ્રધાન, ગુજરાત સ્ટેટ. — તા. ૨૯–૬–૬૧

શ્રી બાબુલાલ દોશી, કટક
ભાઈશ્રી,

આપના તરફથી ગુજરાત પ્રદેશથી ઘણા દૂર એવા ઓરીસ્સા પ્રદેશમા વસતા ગુજરાતી ભાઈ–બહેનો અંગે વિગતવાર માહિતી એકઠી કરી તેને પુસ્તકાકારે આપ પ્રગટ કરવા માગો છો, તે કાર્ય સારું છે આ દૂરના પ્રદેશમા વેરવિખેર પડેલા આપણાં ભાઈબહેનો અંગે માહિતી એકઠી કરી તેઓને એક–બીજાના પરિચયમાં આણવાનો આપનો હેતુ છે તે જાણીને આનંદ થયો. ગુજરાતી ભાઈ બહેનોના નામ અને ઠેકાણા ઉપરાંત તેઓ ત્યા શુ કરી રહ્યા છે. તેમની આર્થિક અને સામાજિક સ્થિતિ કેવા પ્રકારની છે વગેરે જેવી માહિતી પણ ઉપયોગી નીવડે

ગુજરાત બહાર જઈ વસેલા ગુજરાતીઓ, જ્યા હોય ત્યાના સમાજની સાથે ઓતપ્રોત થાય અને બને તેટલી સેવા બજાવે એ આવશ્યક છે; સાથે સાથે ગુજરાતનું જુદું રાજ્ય થયુ છે અને તેના સર્વાંગી વિકાસના

અત્યારે જે ભગીરથ પ્રયત્નો હાથ ધરવામાં આવ્યા છે, તેમાં પણ તેઓ રસ લઈ, તેના વિકાસમાં સાથ પૂરાવે એમ પણ આપણે આશા રાખીએ.

આપનો પ્રયાસ સફળ થાય, એવી મારી શુભેચ્છા છે.

× ×

**શ્રી કનૈયાલાલ મુનશી**

ભારતીય વિદ્યાભવન,
ચોપાટી રોડ, મુંબઈ ૭.

શ્રી બાબુલાલ દોશી,

આપના ઓરીસ્સામાં વસતા ગુજરાતીઓ વિષે માહિતી ગ્રંથ તૈયાર કરવાના કાર્યને હું આવકારું છું, સમયના અભાવે આપના સુંદર કાર્યને અનુરૂપ યોગ્ય લખાણ લખી શકું તેમ નથી.. આ પુસ્તક જરૂર સૌને ઉપયોગી થઈ પડશે...

× ×

**શ્રી રવિશંકર રાવળ**
ચિત્રકૂટ, ૪૪ બી. એમ. સોસાયટી

એલિસબ્રીજ; અમદાવાદ—૬
તા. ૧૮–૨–૬૨

ભાઈશ્રી બાબુલાલ દોશી,

.........ઓરીસ્સામાં વસતા ગુજરાતીઓનું વસતી–પત્રક તૈયાર કરવામાં તમે ગુજરાતના પરિવાર સંબંધોની ભારે સેવા કરી રહ્યા છો.........તમારા કાર્ય માટે ઘણા અભિનંદન આપું છું. બહાર વસતા ગુજરાતીઓ વિષે સ્થાનિક ગુજરાતીઓને માહિતી અને સંપર્ક કેળવવા જોઈએ એવું હું દૃઢપણે માનું છું.

× ×

**શ્રી ગુલાબદાસ બ્રોકર**

૨૬, ઘોડબંદર રોડ,
મુંબઈ—૫૬

પ્રિય ભાઈશ્રી,

ઓરીસ્સાભરમાં વસતા ગુજરાતીઓનું વસતિ–પત્રક સહિતનું સરસ પ્રકાશન આપ કરી રહ્યા છો એ જાણી ખૂબ આનંદ થયો. ગુજરાતીઓ દેશભરમાં પથરાયેલા પડ્યા છે—અને પ્રદેશ પ્રદેશના વિકાસમાં તેમણે પણ યથાશક્તિ ફાળો આપ્યો છે. તેમને વિષે માહિતી મેળવવી એ જગ કપરું કામ છે, કેમકે હિન્દુસ્તાનને ગામડે,ગામડે એ લોકો વહેંચાઈ ગયા છે.

ઓરીસ્સા પૂરતું એ કપરું કામ આપે હાથમાં લીધું છે એ મોટા આનંદની વાત છે. આપ એ કામ સફળતાપૂર્વક પાર પાડશો એવી મને શ્રદ્ધા છે. આપના એ કર્તવ્યમાં હું આપની સંપૂર્ણ સફળતા ઈચ્છું છું.

# સદાકાળ ગુજરાત

[રાગ : આસાવરી—લાવણી]

જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત
જ્યાં જ્યાં ગુજરાતી બોલાતી, ત્યાં ત્યાં ગુર્જરીની મહોલાત.

ઉત્તર દક્ષિણ પૂર્વ કે પશ્ચિમ,
જ્યાં ગુર્જરના વાસ;
સૂર્યતણાં કિરણો દોડે ત્યાં,
સૂર્યતણો જ પ્રકાશ.

જેની ઉષા હસે હેલાતી, તેના તેજ—પ્રફુલ્લ પ્રભાત !
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !—૧.

ગુર્જર વાણી; ગુર્જર લહાણી,
ગુર્જર શાણી રીત;
જંગલમાં પણ મંગલ કરતી,
ગુર્જર ઉદ્યમ પ્રીત.

જેને ઉર ગુજરાત હુલાતી, તેની સુરવન તુલ્ય મિરાત !
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !—૨.

કૃષ્ણ, દયાનંદ, દાદા કેરી,
પુણ્ય વિરલ રસ લોમ,
ખંડ ખંડ જઈ જૂએ ગર્વે—
કોણ જાત ને કોમ !

ગુર્જર ભરતી ઊછળે છાતી, ત્યાં રહે ગરજી ગુર્જર માત;
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !—૩.

અણકીધાં કરવાના કોડે,
અધૂરાં પૂરાં થાય;
સ્નેહ શૌર્ય ને સત્ય તણા ઉર,
વૈભવ રાસ રચાય.

જય જય જન્મ સફળ ગુજરાતી ! જય જય ધન્ય અદલ ગુજરાત !
જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત !—૪.

('ગદ્ટિકા'માંથી) —અરદેશર ફરામજી ખબરદાર.

# વણઝાર

—શ્રી ગુણવંતરાય આચાર્ય.

ઓરીસ્સામાં અત્યારે જે ગુજરાતી વસતી છે એનો કાળ સો-બસો વર્ષ જૂનો ગણાય છે. પરન્તુ જો ખૂબ જ ઝીણવટથી તપાસ કરવામાં આવે તો મને ખાતરી છે કે ઓરીસ્સામાં ગુજરાતી વસતીનો આરંભકાળ ઘણો પ્રાચીન હોવો જોઈએ.

છેક પ્રાગૈતિહાસિક કાળથી તે વિક્રમની સદીના અગિયારમા-બારમા સૈકા સુધી ગુજરાતના સોમનાથ, માધવી, ભરૂચ, દ્વારકા, ખંભાત જેવા વિધ વિધ યુગનાં બંદરોથી ગુજરાતી વણઝારાઓની વણઝારો ગુજરાતથી નીકળીને દોહદ, ગોપગિરિ અને જગન્નાથપુરી થઈને બંગાળામાંથી છેક ખત્તા, ખોના સુધી જતી હતી.

ખત્તા એટલે ચીન, ખોના એટલે બ્રહ્મદેશ. શામળ ભટ્ટની વાર્તાઓમાં પણ વણઝારો, વહાણવટીઓ, ગોપાલપુર બંદરેથી વહાણોમાં બેસીને જાવા તરફ જવાનો ઉલ્લેખ મળે છે. એમ બને કે ઓરીસ્સાનો પ્રદેશ —એનો મોટો ભાગ ગાઢ જંગલોથી ભરેલો હોઈને ગુજરાતી વણઝારાઓ અને સ્થવિરોએ બહુ જ આંતર-પ્રદેશમાં પેસારો કર્યો ના હોય, પરન્તુ ઓરીસ્સાના જનપદ વિસ્તારોમાં આ વણઝારોનો ગમ હોવો જોઈએ, એ શક્ય છે.

જગન્નાથપુરીના નાશને માટે ઓરીસ્સામાં કાલાપહાડની કથા બહુ પ્રચલિત છે. અને આ બ્રાહ્મણદ્વેષી, હિન્દદ્વેષી કાળો પહાડ મૂળમાં ગુજરાતી બ્રાહ્મણ હતો, એવી પણ એક શ્રુતિ છે.

વિક્રમની ચૌદમી સદીમાં ગુજરાત ઉપર અલ્લાઉદ્દીન ખીલજી અને એની મુસ્લિમ સેનાનું આક્રમણ થયું, ત્યારે ગુજરાતનો રાજા કરણ વાઘેલો ગુજરાત છોડીને દખ્ખણમાં ચાલ્યો ગયો.

રાજા કરણ અને એના સાથીઓ સંબંધનો ઇતિહાસ તો હજી ઘણું સંશોધન માગે છે. રાજા કરણના કાળ પછીના તેરસો-બસો વર્ષનો ઈતિહાસ કે લોકકથા ક્યાંય હજુ સુધી મળ્યાં નથી, એને માટે સૌથી નજીકમાં નજીક ઉપલબ્ધ ઇતિહાસ બસો-અઢીસો વર્ષ પછી લખાયેલા કાન્હડદે પ્રબંધ અને ફિરસ્તા મળે છે. એમાં સત્ય કેટલું અને સાંભળેલું કેટલું, એ તો કોઈ કહી શકે નહિ. પરન્તુ ફિરસ્તાનો ઇતિહાસ એક વાત બતાવે છે. "ગુજરાતના પરાજય અને ગુજરાતના રાજા કરણના છેલ્લા દિવસો પરત્વે મુસ્લિમ માપ શો હતો" એ, એ બતાવે છે

એ ફિરસ્તાના અહેવાલ પ્રમાણે રાજા કરણ વાઘેલાની સાથે જે ૭-સાત માનવીઓ એના સંગાથમાં ગયા હતા તેમાં એક ગંગૂ ઉર્ફે ગંગારામ નામનો આણંદ-કન્યાલીનો બ્રાહ્મણ હતો.

આ કન્યાલી બ્રાહ્મણ તત્કાલીન ઓરીસ્સા એટલે કે એ સમયના કલિંગના ગજપતિ રાજાઓને આશ્રયે રહ્યો હતો

ઓરીસ્સાના ઇતિહાસનુ એક અતિઉજ્જ્વલત પ્રકરણ છે. ભગવતી રુદ્રામ્બા અને એમના પુત્ર મહારાજા પ્રતાપ રુદ્રિયમનું. મુસ્લિમો ઉત્તર હિન્દને સંપૂર્ણ કબ્જે કરીને જ્યારે મધ્યથી તે દક્ષિણાપથ તરફ આગળ વધવા માંડ્યા ત્યારે ઓરીસ્સાના ગજપતિ રાજાઓએ એમનો ભીષણ સામનો કર્યો હતો.

એમના આ ભયંકર પરાક્રમોને મધ્યસ્થ રાખીને એક સંસ્કૃત નાટક લખાયુ છે પ્રતાપ રુદ્રિયમ્

અને ચાપાનેરના રાંગા રાજાઓના ઇતિહાસ ઉપરથી માલૂમ પડે છે કે આ નાટક ગુજરાતમા બહુ લોકપ્રિય હતુ. એ નાટકને ગુજરાતી રંગભૂમિ ઉપર રજૂ કરનાને પાવાગઢના રાજાએ એ દક્ષિણમાથી વૈતાલો લાવીને વસાવ્યા હતા

ઓરીસ્સા એટલે ઉડિયા આપણે ત્યા ખેતમજૂરી કરતી ને માટીનુ ખોદકામ ને ચણતર કરનારી એક આખી કોમ 'ઓડ' ના નામે ઓળખાય છે તેઓ વિષે એક પ્રચલિત માન્યતા છે કે આ 'ઓડ' લોકો એ ઓરીસ્સામાથી આવી વસેલી જાતિ છે

આમ છે તો નાના, પણ સૂચક સંકેતો છે કે ઓરીસ્સામા ગુજરાતી વસાહતો ઘણી પ્રાચીન હોવી જોઈએ એમ બને કે કાળાતરે આ વસાહતો ઓરીસ્સાની વસતીમા ઓતપ્રોત થઇ ગઇ હોય

દખ્ખણમા એક આખી કોમ 'સૌરાષ્ટ્રી પટનૂલ'—વણકરોની કોમ કેવળ નામ સંકેત સિવાય દક્ષિણની વસતીમા ઓતપ્રોત—લીન થઈ ગઈ છે.

એવી જ રીતે આફ્રિકાના એબીસીનિયા રાજ્યના એક પ્રાત હરારમા એક મૂળમા ગુજરાતી ને પાછળથી દેશવાસીઓમા ઓતપ્રોત થયેલી કોમ છે એવી જ રીતે કાસ્પીયન સમુદ્ર ઉપર રશિયામા આજ પણ એક જાતિ મૂળ ગુજરાતી બ્રાહ્મણોની છે

પરન્તુ આવી રીતે વસતીમા સાવ લીન—ઓતપ્રોત થયેલી કોમો પણ કાઇક કાઇક ગુજરાતી એંધાણ રાખતી જ આવી છે દક્ષિણના પટનૂલો પોતાના ગામને સોમનાથ પાટણ તરીકે ઓળખાવે છે, ને પોતાને સૌરાષ્ટ્રી કહાવે છે. હરાર પ્રાતમા આવી કોમમા એક રિવાજ છે દરેક માણસ બે નામ રાખે, ને બે નામથી જ ઓળખાય, ને તેમા એક નામ ગુજરાતી હોવુ જોઇએ.

આવુ કાઇક એંધાણ, કાઇક ચીનો ઓરીસ્સામા છે કે નહિ એની તપાસ થાય તો ઘણું જાણવાનુ મળે.

વિક્રમની તેરમી સદીમા ઓરીસ્સા ઉર્ફે કલીંગ, ઉર્ફે ઉત્કલ જાણીતુ હતુ અને સામયિક ભૂગોળમા એનુ ને એના બંદરોનુ સ્થાન હતુ અને એ કાળ સુધીમા જાણીતી ભૂગોળ ને જાણીતા બંદરોમાથી એક પણ સ્થળ એવુ ન હતુ, એક પણ બંદર એવુ ન હતુ કે જ્યા ગુજરાતી વણઝારો કે ગુજરાતી વહાણવટી ગયો ન હોય

ગુજરાતી સાહિત્ય અને ગુજરાતી વેપારની તવારીખ બતાવે છે કે ગુજરાતીઓને જગન્નાથપુરી

અજાણ્યું ન હતું. ગુજરાતીઓને ગોપાલપુર પણ અજાણ્યું ન હતું. શામળ ભટ્ટની અનેક સાહસિક વાર્તાઓના નાયકો ગોપાલપુરથી જ વહાણમાં બેસતા.

આથી ઓરીસ્સામાં વસતા ગુજરાતી ભાઈઓએ સંસ્થાગત અને વ્યક્તિગત રસ લઈ જિજ્ઞાસા કેળવીને ઓરીસ્સામાં ગુજરાતનાં જૂનાં પગેરાં પકડવાની કોશિષ કરવી જોઈએ.

કોઈ કહેશે–પૂછશે કે ધારો કે ઓરીસ્સામાં જૂની ગુજરાતી વસાહતના કોઈ એંધાણ કે પગેરાં નીકળે તો એનાથી આજે શો લાભ? ગુજરાતીઓએ એટલો બધો પરદેશ ખેડ્યો છે કે એકાદ પરદેશ–પરભોમનું નામ એના દફતરમાંથી ના નીકળે તો કાનખજુરાનો એક પગ ભાંગ્યો તોયે શું ને ન ભાંગ્યો તોયે શું? એનાથી લાભ શો!

ઐતિહાસિક સંશોધન બે જાતનાં હોય છે. એક આત્મલક્ષી, બીજું વિષયલક્ષી. અમે મોટા હતા, અમારા બાપદાદા મોટા હતા ને અમારા પુરુષાર્થની કોઈ સીમા ન હતી. એમ ગૌરવ સેવવા માટે પણ હોય. ગુજરાત મહાન છે, મહાન હતું; પુરુષાર્થી છે, પુરુષાર્થી હતું. એ બતાવવાને સંશોધન થાય.

એવા આત્મલક્ષી અને પૂર્વજોની સિદ્ધિ અને સાધનાનું મિથ્યા ગૌરવ પોષવાનાં પ્રયાસ ઉપરાંત ધ્યેય-લક્ષી સંશોધન પણ છે.

એ છે ઓરીસ્સાના ગૌરવને સ્પર્શતું. ઓરીસ્સાની ભૂમિ, એનો સમાજ, એનો ઇતિહાસ, એની અસ્મિતા આજે જે કાંઈ છે, એમાં એ ભૂમિનું અન્ન ખાઈને ગુજરાતીઓએ પણ હિસ્સો પૂર્યો છે, ને ભવિષ્યમાં પણ પોતાનો હિસ્સો પૂરાવશે. આ ભૂમિને અમે અમારી ગણી છે. અમારી ગણતા આવ્યા છીએ, અમારી ગણીએ છીએ, ને અમારી ગણીશું. એને અંગે ઓરીસ્સાના નગરિકો જેટલા જ ભોગો આપવા પડશે, તે અમે આપીશું. પરાયા દેશના અમે માનવી થઈને, આ દેશમાં કેવળ કમાણી કરવા આવીને જે મળે તે ધન અમે ગુજરાતમાં ઘસડી જવા નથી આવ્યા. અમે તો અમારા ભાઈઓની ભૂમિમાં એમનાં સુખ-દુઃખ, એમની સંપત્તિ, સાહસ, એની વેદના ને સવેદનામાં સાથ આપવા આવ્યા છીએ. આ ભૂમિનું ગૌરવ અમને અમારા વતનના ગૌરવ જેટલું જ પ્યારું છે. અમે પરાયા નથી. તમારા જેવા જ તમારા છીએ.

માનવ સ્વભાવનો એક સામાન્ય નિયમ છે કે એક ભૂમિનો વસનારો પરભોમમાં વેપાર કરવા, વસવાટ કરવા જાય ત્યારે પોતાની સાથે પુરુષાર્થ અને સાહસિકતાનું પાથેય લેતો જાય. એનામાં સાહસિકતા ન હોય કે પુરુષાર્થ ન હોય, આપ બળે આગળ વધવાની આવડત ન હોય તો એ પરભોમમાં જાય જ નહિ. એટલા પુરતી પરભોમમાં એને સફળતા મળવાની જ.

એની એ સફળતા કેટલીયે વાર સ્થાનિક વસતિના રોષ ને અસૂયાનાં કારણ પણ બની રહે છે. બિહાર અને આસામમા બંગાલી વસાહત, કલકત્તામાં મારવાડી વસાહત, મદ્રાસમાં આંધ્રવાસીની વસાહત, સિંધમાં પંજાબીની વસાહત...અને અનેકાનેક દૃષ્ટાંતો આપી શકાય છે.—આવી વસાહતો સ્થાનિક વસતિના ખેદ, ઉદાસીનતા કે અસૂયાનાં કારણ બની જાય છે. કેમકે એવી વસાહતો ઘણીવાર પોતે પોતાનાથી ઉતરતી

ભૂમિમાં પોતાના વતનથી મહત્તાનો સંદેશ લઈને આવ્યા હોવાનો ભ્રમ સેવે છે. જાણ્યે–અજાણ્યે એનામાં અહંમન્યતા આવે છે.

એને બદલે આ ભૂમિમા જેટલું સારું છે, પથ્ય છે એ અપનાવવું છે. આ ભૂમિનું અન્ન અમે આરોગ્યું છે. એ અન્ન ને આ ભૂમિ તરફ હમદર્દી અને સમાનભાવ દાખવી હક્ક કરવું છે. અમે તમારી ઉપરછટ થઈને નથી આવ્યા. તમારી વચમાં, તમારા જેવા થઈને આ ભૂમિ તરફનો ધર્મ બજાવવાને, સમાનસાહસ ને સમાન જોખમ વહોરવા આવ્યા છીએ.

આવી ભાવનાને પોષવાને માટે ને આવી ભાવનાથી પ્રેરાયેલું સંશોધન ઓરીસ્સાના ગુજરાતી ભાઈઓ કરશે તો મને શ્રદ્ધા છે કે તેઓ કેવળ ઓરીસ્સાના ઇતિહાસને સમૃદ્ધ કરશે. એટલું જ નહિ પરન્તુ ગુજરાતના ઈતિહાસને પણ સમૃદ્ધ કરશે.

'કેમકે ગુજરાતનો પણ ઘણો મધ્યકાલીન ઇતિહાસ અંધકારમા છે, ને એના ઉપર વધારેમા વધારે પ્રકાશ ઓરીસ્સામાથી પડવાનો વધારેમાં વધારે સંભવ છે. એવી મારી ગુજરાતના ઈતિહાસનાં વાંચન પછીની શ્રદ્ધા છે.



# આપણે ભેરુ એક પંથના રાહી....

—શ્રી લક્ષ્મીનારાયણ સાહુ, માજી પ્રમુખ, સાહિત્ય એકડમી, ઓરીસ્સા.

—અનુ. : શ્રી કિશોર સી. પારેખ. B. A. (Hon.)

"જસમા, જસમા ! મારું કહ્યું માની જા ! તું પાટણની પટરાણી થઈશ ! અહીં શેની ખોટ છે ? ભગવાન સોમનાથની મહેર છે; ઉજ્જૈન સુધી વિસ્તરેલું આ રાજ્ય—આ સમૃદ્ધિ કોને માટે છે ? આ બધુંયે તારું જ છે." સહસ્રલીંગ તળાવ ખોદાઈ રહેવા આવ્યું હતું, ઉજ્જૈનથી આવેલાં ઓડ સ્ત્રી-પુરુષો સતત કામ કરી રહ્યાં હતાં. ધૂળ અને કાદવનાં તગારાં માથા ઉપર ચડાવી આવતાં જતાં મજૂરોની હારમાળાથી દૂર રાજા સિદ્ધરાજ એક ઓડ સ્ત્રીને સમજાવી રહ્યો હતો.

એ સ્ત્રી પણ કેવી ! રૂપ રૂપના અંબાર જેવી, જાણે સાગરના કાદવમાંથી નીકળેલી સાક્ષાત્ લક્ષ્મી ! ધૂળથી એનાં વસ્ત્ર અને આભૂષણો ખરડાયલા છે, પણ કેટલાંક રૂપ એવાં હોય છે જેને કપડાં સુંદર દેખાડી શકતાં નથી; એ રૂપ જ કપડાંને સુંદરતા આપે છે. એવી એ સ્ત્રી, નામ એનું જસમા ઓડણ.

ધૂળથી ખરડાયલી એ સ્ત્રી ઉપર ગુજરાતના સુવર્ણ યુગનો મહાન રાજવી સિદ્ધરાજ મોહી પડ્યો છે. કેટકેટલી વિનવણી છતાં પણ તે સ્ત્રી રાજાની માગણીને સ્વીકારતી નથી. કારણ કે ગરીબ તોય તે આર્ય નારી છે. એને પતિ છે ને સુંદર મજાનાં બાળકો યે છે; ને નિઃસંતાન સિદ્ધરાજને એનાં બાળકો તો વધુ આકર્ષે છે ! આવાં સુંદર બાળકોની માતા પોતાનાં બાળકોની જનની બને તો ! ગુજરાતને ભવિષ્યમાં કેટલો સુંદર રાજા મળે !

પણ ગુજરાતને નસીબે સિદ્ધરાજનો કોઈ વંશજ નહિ હોય ને ! તેથી જ જસમા એકની બે નથી થતી, રાજા મહાત્મા ચાણક્યે પ્રબોધેલી ચારેય નીતિ—શામ, દામ, દંડ, ભેદ—પ્રયોજે છે પણ એ ઓડ આર્ય નારી સંમત થતી નથી. પછી તો જેમ જેમ દબાણ વધતું જાય છે તેમ તેમ તે માનની વધુ ને વધુ ઉગ્ર બને છે. સતામણીથી ઉશ્કેરાઈને તે સિંહણની જેમ ગર્જી ઊઠે છે, "રાજા, તને પરણવા તો ઘણી રાજકન્યાઓ તૈયાર થશે, મારા જેવી ધૂળના ઢગલા ફેંદનારી મજૂરણને તું પરણે એમાં તારું, તારા ગુજરાતનું ગૌરવ શું ?" પછી પૂર્વ દિશામાં નજર નોંધી તે કહે છે, "રાજા, અમે ઓડ લોકો તો તારી રૈયત થઈ રહેવા આવ્યાં હતાં, પણ તારી કુદૃષ્ટિએ અમે ગુજરાત છોડી અમારા ઉત્કલ દેશમાં જઈએ છીએ. સિદ્ધરાજ, તારા દેશ ઉપર ભગવાન સોમનાથની આણ છે તેમ મારા દેશ ઉપર પણ જગન્નાથની કૃપાદૃષ્ટિ છે. તારા દેશની જેમ મારા દેશનેયે સાગરનાં જળ સમૃદ્ધ કરે છે. મારા એ કદળીવનના કેળ-વૃક્ષોથી ગાઢ વનોમાં વિહરતા મદમસ્ત માતંગોની ચિચિયારીઓથી તારા ગીરના સિંહ પણ ધ્રુજી ઊઠે છે." અને પછી શાપની

વાણી ઉચ્ચારતી હોય તેમ તે કહે છે, "પ્રજાના રક્ષક થવા સર્જાયેલા હે રાજા, તું જ એનો ભક્ષક થવા તૈયાર થયો છે તો તારું કલ્યાણ નહિ થાય!"

અને એ નારી ઓડ જાતિ સાથે ઉજ્જૈનને માર્ગેથી ઓરીસ્સામા ઉતરી આવે છે, કારણ કે એ એનુ વતન છે

લોકોક્તિઓમા જળવાઈ રહેલી અને દતકથામા જીવત બની રહેલી જસમા–સિદ્ધરાજની આ કથા તે કાળમા લિપિબદ્ધ થઈ નથી તેનુ એક કારણ એ છે કે આપણી ઇતિહાસ દૃષ્ટિ તે સમયે કેળવાઈ ન હોય અથવા રાજ્યાશ્રિત ઇતિહાસકાર રાજાને કાળુ ટીલુ લાગે એવી વાત કહેવા તૈયાર ન હોય ! ગમે તે હોય, પણ જસમા ઓડણની આ દતકથા પૂર્વથી પશ્ચિમ સુધી—ઓરીસ્સાથી ગુજરાત સુધીમા પ્રચલિત છે

આ ઓડ જાતિના ઓરીસ્સામાથી ગુજરાત સુધીના બે હજાર માઈલના પ્રવાસ વિસ્તાર પાછળ એક કથા છે ઉત્કલનો ક્રમક્રમે ભાષા અપભ્રશ 'ઓડ' થયો 'ઓડા' લોકોને નામે બહુધા જાણીતી આ જાતિ ઉજ્જૈનના વિક્રમાદિત્યના સમયમા રાજસ્થાન આવી એ યુગ મહાન રાજાઓનો હતો એક સમર્થ બીજા સમર્થના બળ પરાક્રમ અને વીર્યનો સ્વીકાર કરે, તેમ ઓરીસ્સાના સમર્થ રાજા ખારવેલની પુત્રીનુ વિક્રમાદિત્યે પાણિગ્રહણ કર્યું હતું પરતુ ખારવેલની એ પુત્રી રાજ્યના એક મોટા ભાગનો રાજ્યકારભાર ચલાવતી આથી એવી લોકવાયકા છે કે તેનો નિવાસ ૭ માસ ઉજ્જૈનમા અને ૭ માસ ઓરીસ્સામા રહેતો કલ્પક લોક માનસે તો વિક્રમાદિત્યને પણ બલિ સાથે ૭ માસ પાતાળમા રહેતા વિષ્ણુની જેમ ખારવેલની એ કન્યા સાથે ઓરીસ્સામા ૭ માસ રહેતા કલ્પ્યો છે એ તો જે હોય તે, પરતુ આથી બે પ્રજા વચ્ચેનો સસ્કાર વિનિમય જરૂર વધ્યો હશે અને એ રીતે થોડા ઉત્કલો ઉજ્જૈનમા સ્થિર થઈ કાળક્રમે રાજસ્થાનની પ્રજા સાથે ઓતપ્રોત થઈ ગયા હશે

સુદર જળાશયો અને ઉત્કૃષ્ટ પાષાણ સ્થાપત્ય શિલ્પના દેશ ઓરીસ્સાની એ પ્રજાએ એ જ ક્ષેત્ર પોતાની નિપુણતા દર્શાવી એ વ્યવસાયને આજીવિકા અર્થે સ્વીકાર્યો હોય તે સભવ છે

ગુજરાતના સુવર્ણયુગમા જ્યારે સિદ્ધરાજે માળવા વિજય કર્યો ત્યારે ગુજરાતના વિવિધ શિલ્પધામો (મોઢેરાના સૂર્ય મદિર જેવા) અને જળાશયો માટે આ ઓડ કારીગરોને તે પોતાની સાથે લઈ આવ્યો હશે તેમ્નાયમ ગુજરાતના સહસ્રલીંગ તળાવ માટે આ લોકો ગુજરાતમા આવ્યા તેની સાખ પૂરે છે

ગુજરાતના સમર્થ સાક્ષર સ્વ શ્રી બળવતરાય ઠાકોર સાથે હુ ડેક્કન કોલેજ, પૂનામા પ્રાધ્યાપક હતો ત્યારે તેમની પાસેથી ભાષા, સાહિત્ય અને સસ્કૃતિ જેવા વિષયોની તુલનાત્મક ચર્ચા વિનિમયનો લાભ મને મળ્યો હતો તેઓ મને ગુજરાતી શીખવતા, હુ તેમને બગાળી ભાષાઓની આ આપલેમા અમે એવો નિષ્કર્ષ કાઢ્યો હતો કે આર્યોના મૂળ નિવાસ–સ્થાન મધ્ય એશિયામાથી જ્યારે જુદી જુદી ટોળીઓ ભારતમા ઉતરી આવી ત્યારે તેમાની એક ટોળી ગુજરાત અને ઓરીસ્સામા વહેચાઈ હશે આમ માનવાનુ કારણ એ છે કે સસ્કૃત–પ્રાકૃ માગી વિકસેલી ગુજરાતી અને ઉડીયા ભાષાઓના અપભ્રશમા કેટલુક વિલક્ષણ સામ્ય છે (ઉદાહરણ તરીકે સસ્કૃત દ્વૌ (બે) નુ હિન્દીમા 'दो' અને મગહીમા 'दोन' થાય છે ત્યારે ગુજરાતી

# અનુક્રમણિકા



* * *

## પરિચય અને વસ્તી-પત્રક

# આમુખ

"જ્યાં જ્યાં વસે એક ગુજરાતી, ત્યાં ત્યાં સદાકાળ ગુજરાત." એમ કવિ ખબરદારે ગાયું છે, તેને પ્રમાણ માની લઈએ તો કહેવું જોઈએ કે આખી દુનિયા ગુજરાત છે. દુનિયાના લગભગ એકેએક પ્રદેશમાં એક નહિ પણ અનેક ગુજરાતીઓ વસે છે. પરન્તુ કાવ્યના સત્ય અને વ્યવહારના સત્યમાં ભેદ રહેલો છે.

વ્યાપાર અર્થે ગુજરાત છોડીને દૂર દૂરના દેશોમાં વસતા ગુજરાતીઓ ગુજરાતને ભૂલતા નથી એ સાચું, પરંતુ માળાના વેરવિખેર થઈ ગયેલા એ મણકાઓ બહુધા પૃથક્ પૃથક્ જ રહેતા હોય છે. ગુજરાત બહાર અમુક પ્રદેશમાં વસતા ગુજરાતીઓની સંખ્યા, તેમની આર્થિક તેમ જ સાંસારિક સ્થિતિ, તેમના વ્યવસાય ઉદ્યોગ, તેમના આચાર વિચાર, તેમના વિનોદો ને શોખો ઇત્યાદિ વિષે કોઈ પણ પ્રકારની પ્રમાણભૂત હકીકત મેળવવી એ અત્યંત મુશ્કેલ કાર્ય છે.

'સહ-અસ્તિત્વ'ની વાતો તો ઘણી થાય છે, પરંતુ સહ-અસ્તિત્વ હોય છે ત્યાં એ મૈત્રીનું કે પ્રેમનું વાતાવરણ હોય છે જ એમ કહી શકાય નહિ. એક જ ઘરમાં સાથે રહેતા કુટુંબીજનો જેટલા પરસ્પર ઝઘડી શકે છે તેટલા એકબીજાથી દૂર રહેનારા ભાગ્યે જ ઝઘડતા હશે. સહ-અસ્તિત્વનું સાર્થકય પરસ્પર મૈત્રીભાવ વગર, અને મૈત્રીભાવ પરસ્પરનાં પરિચય વિના અશક્ય છે.

એટલે સમસ્ત ઓરીસ્સામાં વસતા તમામ ગુજરાતીઓનું વસતિ-પત્રક તૈયાર કરી તે દ્વારા ત્યાં વસતા સૌ ગુજરાતીઓને, કંઈ નહિ તો, ગ્રંથ દ્વારા એકત્ર કરી ગુજરાત સમક્ષ રજૂ કરવાનું જે ભગીરથ કાર્ય ભાઈ શ્રી બાબુલાલ દોશીએ ઉપાડી લીધું છે તે બદલ તેમને ધન્યવાદ ઘટે છે. આ કાર્ય ખરેખર ભગીરથ છે. એમણે ઓરીસ્સામાં વસતા ગુજરાતીઓનું કેવળ વસતિ-પત્રક જ નહિ, પણ સર્વાંગી માહિતી-પત્રક તૈયાર કર્યું છે. ફક્ત વસતિ-પત્રક તૈયાર કરવાનું હોય તો, તેમાંયે કેટકેટલી ને જાતજાતની મુશ્કેલીઓ નડે છે, તે આવું કાર્ય, બહુ નાના પાયા પર પણ જેમણે ઉપાડયું છે તેઓ બહુ સારી રીતે જાણે છે. વસતિ-પત્રક તૈયાર કરવા ઉત્સાહ પૂર્વક ઘેર ઘેર જઈ માહિતી ભેગી કરવા નીકળનારને પહેલી જ વ્યક્તિ સાથે પ્રસંગ પડતાં ખાતરી થાય છે કે કોઈની પાસે તેના અંગત જીવન વિષેની પૃચ્છા કરવી એ જરા જોખમ ભરેલું કામ છે.

ઘણાં વર્ષો પહેલાં અમારા ગામની એક નાનકડી જ્ઞાતિનું વસતિ-પત્રક તૈયાર કરવા એ જ્ઞાતિના કેટલાક યુવાનો ઉત્સાહમાં આવી ગયા હતા. એમણે બબ્બેની ટુકડી પાડી તેમને અમુક અમુક મહોલ્લાઓ સોંપી તે તે મહોલ્લામાં વસતા જ્ઞાતિજનો વિષે બને તેટલી માહિતી ભેગી કરી લાવવાનું કામ સોંપ્યું. એક મહોલ્લામાં થોડા જ સમય પૂર્વે બહારગામથી આવીને રહેલા એક જ્ઞાતિબંધુને ત્યાં ગયા. તેમના ઘરમાં વસતી વ્યક્તિઓનાં નામ તો બરાબર મળ્યાં, પછી એ ગૃહસ્થના મોટી ઉંમરના પુત્ર માટે પૂછયું, "પરણેલા છે કે કુંવારા ?"

અને ઉડીશામાં 'બે' અને 'બેનો' થાય છે. આ અંત્ય પ્રકારાન્તનો 'જે' થવું એ કેટલીક વિશેષતાઓમાની એક છે.)

આ વાત એ પુરવાર કરે છે કે ગુજરાતના અને ઓરીસ્સાના આર્યો લાંબો સમય સુધી એક જ ટાળીમાં સાથે રહ્યા હશે. તેમનો લાંબા ગાળાનો સહવાસ તેમની સ્વભાવગત લાક્ષણિકતાઓ અને ધ્વનિ ઉચ્ચારણોમાં પણ સ્પષ્ટ થાય છે. આ બંને પ્રજાને બોલતાં સાભળો તો તમને તેમાં ઉચ્ચારણનું સામ્ય સ્પષ્ટ થયા વગર નહિ રહે.

આ બંને લાગણીશીલ અને ભાવના પ્રધાન પ્રજા તેના અર્થ અને ધર્મ જેવા ક્ષેત્રે પણ ઠીક ઠીક સામ્ય જાળવી રહી છે. આ વાણિજ્ય પ્રધાન પ્રાંતોએ દરિયો ખેડ્યો છે અને આજે પણ શાહ અને સાહૂ જેવી અટકોનું પ્રાધાન્ય તથા બંને પ્રાંતોમાનું જૈન ધર્મનું પ્રાબલ્ય ઇત્યાદિ લક્ષણો પણ તેમને જોડીયા ભાઈ (Twin Brothers) પુરવાર કરે છે.

આ અને આવા ક્ષેત્રોના વિસ્તાર પૂર્વકના તુલનાત્મક અભ્યાસ માટે આ લેખમાં સ્થાન નથી પરંતુ કોઈ અધિકારી સંશોધક આ કાર્ય ઉપાડી લે તો યુગોથી એકબીજામાં ઓતપ્રોત થયેલી પ્રજા વધુ પાસે આવે અને એ દ્વારા પોતાની જાતને વધુ સારી રીતે સમજી શકે.



# એ મૂક સેવામૂર્તિઓ

ડૉ હરેકૃષ્ણ મહેતાબ

અનુ શ્રી શાતીલાલ ઠક્કર

ગુજગતમાથી ઓગસ્સા આવી લોકસેવા કરનાર કર્મવીરો વિષે હુ વિચારુ છુ ત્યારે મારા સ્મૃતિ પટ ઉપર સર્વપ્રથમ શ્રી જીવરામ કલ્યાણજી કોઠારીનુ ચિત્ર ઉપસી આવે છે મને ભય છે કે આજે ઘણા તેમને જાણતા નહિ હોય કે કદાચ વિસરી ગયા હશે પ તુ માર સદ્‌ભાગ્યે માગ કાર્યક્ષેત્ર ભદ્રક તાલુકામા મારે તેમની સાથે ઘણા વર્ષ કાર્ય કરવા મળ્યુ હતુ તથી જ એક વખત તમને વિષે બોલતા મે તેમને ગાધીજીના સાચા અનુયાયી કહ્યા છે તેઓ ૧૯૨૮ ની સાલમા ગાધીજી સાથે પહેલા વ મત ઓરીસ્સામા આવ્યા ત્યારે તેમણે આમ જનતાને કારમી ગરીબીમા સબડતી જોઈ ત્યારે તેમણે ઓરીસ્સામા જ રહી સેવા કરવાનો આત્મનિર્ણય લીધો તેમણે ‘ગાધી સેવા સઘ’ને અને ભદ્રકમા સ્થપાયેલા એક ગ્નાનાશ્રમને લાખો રૂપિયા અર્પણ કરી દીધા ફક્ત ધનનુ દાન આપીને તેમને સતોષ ન થયો। એટલે તેમણે ઓરીસ્સાના ગરીબમા ગરીબ માણસની જેમ જીવવાનો જીવનક્રમ સ્વીકાર્યો એક આ ના માણસની જેમ તેમને જીવતા અને સેવાકાર્ય કરતા જોઈને કોઈ પણ માણસને પ્રેરણા મળતી હકીકતમા તેમનુ જીવન મારે માટે એક આદર્શ નમૂના રૂપ હતુ આજે પણ જનસેવાના ક્ષેત્રે સાચા માર્ગ ઉપર રહેવા હુ તેમને વારવાર સ્મરુ છુ સેવા કરતા કરતા શ્રી જીવરામ કોઠારીને અસાધ્ય રોગ થયો, પરતુ જે ઉપચારનો લાભ ગરીબ જનતાને મળતો નથી તેવા ઉપચારો પોતે લેવાનો ઈન્કાર કર્યો અને પોતાની સેવાભૂમિ ઓરીસ્સામા છેલ્લા શ્વાસો લીધા આમ ગાધીજી પોતાના અનુયાયીઓ પાસેથી જેવા જીવનની આશા રાખતા તેવુ છેલ્લી ઘડી સુધીનુ સેવામય જીવન જીવી મુખ ઉપર સતોષની સ્મિતરેખા સાથે તેમણે વિદાય લીધી

અને બીજા યાદ આવે છે શ્રી મુળજી કાનજી ચાવડા તેઓ હતા તો માત્ર બાલાસોર જિલ્લાના સોરો ગામમા આવેલી ચોખાની મિલના મેનેજર, પરતુ એક જ વર્ષના ગાળામા તેમણે જિલ્લાની સર્વ ગાધીવાદી ચળવળનુ સુકાન સભાળી લીધુ શ્રી ચાવડાએ ૧૯૩૨ મા જેલમા ગયેલાઓને માત્ર ટેકો જ ન આપતા બીજા અનેકને સક્રિય ભાગ લેવા પ્રેર્યા પણ છે કાતીલાલ તેમના જ એક અનુયાયી હતા પુરબાઈ માટે સોગેમાના આશ્રમના સ્થાપક પણ મુળજીભાઈ હતા આજે મુળજીભાઈ વૃદ્ધાવસ્થામા પણ આપણી વચ્ચે છે બાલાસોરની જનતા તેમની સેવાઓને કદીયે નહિ ભૂલે।

વૃદ્ધ સન્નારી પુરબાઈ આજે પણ બાલાસોર જિલ્લાના સોગે ગામમા ચીંધ્યા માર્ગે સેવા કરી રહ્યા છે તેઓ શ્રી જીવરામ સાથે ઓરીસ્સાના લોકોની સેવા કરવા અહીં આવ્યા વૈધવ્ય પ્રાપ્ત થતા પુરબાઈએ

ગાંધીજી પાસે સેવાની દીક્ષા માગી, અને ગાંધીજીએ તેમને 'જનસેવા દ્વારા પ્રભુસેવા' નો માર્ગ દર્શાવ્યો. તેમણે સોરો આશ્રમમાં એક સામાન્ય ગ્રામ્યનારીના જેવું સાદાઈ-ભર્યું સરળ જીવન પસંદ કર્યું અને આજે પણ તેવું જ જીવન વિતાવે છે, તથા આશ્રમ-સંચાલન કરી રહ્યાં છે. વૃદ્ધાવસ્થાને કારણે આજે પુરબાઈ છૂટથી હરીફરી પણ શકતાં નથી, તે છતાં સેવાના વ્રતધારી પુરબાઈએ સેવાકાર્ય ચાલુ જ રાખ્યું છે.

પંચવર્ષીય યોજનાઓના આ વેગીલા જમાનામાં કોઈને એમ પણ લાગવા સંભવ છે કે ગાંધીયુગ અસ્ત પામી ગયો છે, પરંતુ શ્રી જીવરામ અને પુરબાઈ જેવાની મૂકસેવા અને સર્વસ્વના સમર્પણને લોકો કદીય નહિ ભૂલી શકે અને જનતાને ગાંધીજીએ સર્જેલા રાષ્ટ્રની યાદ સદાય આપતાં રહેશે.

છેલ્લે હું ઠક્કર બાપાને સ્મરું છું. તેઓ કદીયે મહિનાઓ સુધી ઓરીસ્સામાં સ્થિર થઈ રહ્યાં નથી, પરંતુ ઓરીસ્સા સાથેનો તેમનો ઘનિષ્ટ સબંધ તો છેક ૧૯૨૦ થી છે. ત્યારે તેઓ જળરેલથી સંકટ-ગ્રસ્ત લોકોની સેવા કરવા આવ્યા હતા. ઘૂંટણ સુધીના ઊંડા કાદવ અને પાણીમાથી ગામડે ગામડે તેઓ ફર્યા હતા. ૧૯૨૦ માં અત્રે જ્યારે કોલેજમાં હતા ત્યારે અમને તેમણે પ્રેરણા આપી હતી. ગાંધીજીને ઓરીસ્સા પ્રાન્તમાં વિશેષ રસ લેતા કરનાર પણ ઠક્કરબાપા જ હતા. આજે જે વિવિધ મંડળો સંકટ સમયે રાહત કાર્ય કરી રહ્યા છે તેના પ્રેરણાસ્રોત ઠક્કરબાપા જ હતા. નૂતન ઓરીસ્સાના પિતા સ્વ. પંડિત ગોપબંધુદાસના તેઓ અંગત મિત્ર હતા. ઓરીસ્સાનો ઇતિહાસ ઠક્કરબાપાની માનવતા ભરી સેવાઓનો ઉલ્લેખ હંમેશાં સુવર્ણ અક્ષરે કરશે.



# શ્રીક્ષેત્ર–જગન્નાથપુરી

—સુનીલ કોઠારી

કેવળ વ્યાપાર વાણિજ્યમા બાહોશ પ્રજા લેખે જ ગુજરાતીઓની ગણના કરવી યોગ્ય નહિ લેખાય વ્યવહાર કુશળ ગુર્જરવાસીઓ ધર્મિષ્ઠ પ્રજા છે હિંદુ માત્રને યાત્રાની જે સહજ ઇચ્છા થાય છે તેમા ભારતના પ્રમુખ તીર્થધામોનો સમાવેશ તે અચૂકપણે કરે છે ભારતવર્ષની પૂર્વ દિશામા સમુદ્રકાંઠે આવેલ ઓરીસ્સા પ્રાતનુ મુખ્ય યાત્રાસ્થળ તે જગન્નાથપુરી ધાર્મિકજનો એની યાત્રા વિના યાત્રાને સપૂર્ણ ન લેખે આ સિવાય મદિરોનુ જ નગર લેખી શકાય એવુ ભૂવનેશ્વર અને નજીકમા જ આવેલ કોણાર્ક પણ ધાર્મિક સ્થળો છે ત્યાના પ્રખ્યાત મદિરોમા જગન્નાથજીનુ મદિર કોણાર્કનુ સૂર્યમદિર, ભૂવનેશ્વરના મદિરો ઇત્યાદિ તો સ્થાપત્યકળાના પણ વિશિષ્ટ ઉદાહરણો છે

પુરી, નીલાચલ, પુરુષોત્તમ શ્રીક્ષેત્ર શખક્ષેત્ર વગેરે નામોથી પણ જાણીતુ જગન્નાથપુરી પવિત્ર ધર્મ સ્થળ છે રેલમાર્ગે કટકથી ૫૮ માઈલ દૂર અને જમીનમાર્ગે ૫૩ માઈલ દૂર જગન્નાથપુરીના બે મુખ્ય વિભાગો છે બાલુ (વેળુ=રેતી) ખડ અને શહેર પૂર્વમા ચક્રતીર્થથી તે પશ્ચિમે સ્વર્ગદ્વાર લગીના વિસ્તારને બાલુખડ કહે છે મુખ્ય શહેર છે તે મદિરની આજુબાજુનો વિસ્તાર છે દક્ષિણે સમુદ્ર છે, ઉત્તરે માલિના નદી વહે છે શહેરનો વિસ્તાર પાચેક માઈલનો હશે સ્કદ પુરાણમા તેમ જ નારાયણ પુરાણ અને કર્મ પુરાણમા તથા અન્ય ધર્મગ્રથોમા જગન્નાથપુરીનો ઉલ્લેખ સાપડે છે સ્કદ પુરાણમા ઉત્કલખડનો નિર્દેશ છે તેમા પુરુષોત્તમક્ષેત્ર તરીકે જગન્નાથપુરીનો ઉલ્લેખ કર્યો છે નૈમિષારણ્યમા દેવોની સભામા શ્રી વિષ્ણુભગવાને આ પવિત્ર સ્થળનુ મહાત્મ્ય વર્ણવ્યુ હતુ

આ તીર્થધામ વિષે આજે લોકવાયકાઓ અને દતકથાઓ પ્રચલિત છે તદનુસાર એક ગાઢ અરણ્ય મધ્યે નીલાચલ પર્વતની નજીક, કલ્પદ્રુમ પાસે વિષ્ણુની સ્ફટિકની એક અવર્ણ્ય પ્રતિમા હતી પશ્ચિમે પવિત્ર રોહીણી નદી વહેતી હતી પ્રતિમાનુ નામ નીલમાધવ. તે કાળે માળવામા અવતિપતિ સૂર્યવશી રાજા ઇન્દ્રદ્યુમ્નને કાને આ અદ્ભુત પ્રતિમાની વાત આવી તેણે અનેક બ્રાહ્મણોને તેની શોધ માટે ઠેર ઠેર મોકલ્યા, પરતુ બધા નિરાશ થઈને પાછા ફર્યા પણ તેમા વિદ્યાપતિ નામે એક બ્રાહ્મણ પાછો ફર્યો નહિ ભ્રમણ કરતા કરતા તે સાઓરા નામે આદિવાસીઓના પ્રદેશમા પૂર્વ દિશામા જઈ ચઢયો ત્યા તે વિશ્વવસુ નામે એક આદિવાસીને ત્યા રહ્યો હવે આ વિશ્વવસુ રોજ વનમા જઈ ગુપ્તપણે નીલમાધવ પ્રભુને પુષ્પો અને ફળોનો અર્ધ્ય અર્પતો હતો તેને એક દીકરી હતી તે દીકરીનો સ્નેહ સપાદિત કરવામા વિદ્યાપતિ સફળ થયો તેથી એ કન્યાએ પિતાને પેના સ્થળે વિદ્યાપતિને લઈ જવા આજીજી કરી પુત્રીની કાકલુદી વિનવણીને વશ થઈ આખે પાટા

બાંધીને વિદ્યાપતિને વિશ્વવસુ નીલમાધવની પ્રતિમા પાસે લઈ ગયો. પરંતુ કુશળ વિદ્યાપતિ પોતાની સાથે કેટલાક શીંગના દાણા લઈ ગયો હતો. રસ્તે જતાં તે એ વેરતો ગયો, જેથી તેને રસ્તો ફરીથી મળે. વિદ્યાપતિએ ત્યારબાદ ત્યાં કલ્પદ્રુમ નીચે નીલમાધવના નીલરંગી પથ્થરની પ્રતિમારૂપે દર્શન કર્યાં. તે જ વખતે તેણે જોયું કે એક કાગડો કલ્પદ્રુમ પરથી જમીન પર પડીને મૃત્યુ પામ્યો અને તેનો આત્મા વૈકુંઠે ગયો. વિદ્યાપતિએ પણ તે જોઈ કલ્પદ્રુમ પર ચડીને જમીન પર પડતું મૂકી મોક્ષ મેળવવા પ્રયત્ન કર્યો, ત્યાં તો આકાશવાણી થઇ કે, 'હે બ્રાહ્મણ ! તું પ્રથમ રાજા પાસે જઇ પ્રભુની પ્રતિમા વિષે સારા સમાચાર આપી આવ.' વિદ્યાપતિએ ત્યારબાદ રાજાને જઇને વાત કરી. રાજાએ વનમાંથી તે પ્રતિમા શોધી કાઢવા મોટું લશ્કર મોકલ્યું. રાજાનો ગર્વ તો માય નહિ.

પરંતુ રાજાના ગર્વને મ્હાત કરતી ફરીથી આકાશવાણી થઈ કે, 'હે રાજન્ ! તું મારું મંદિર અવશ્ય બાંધી શકીશ, પણ મારાં દર્શન તને થશે નહિ.' ને તરત પેલી નીલમાધવની પ્રતિમા અદશ્ય થઇ ગઇ. રાજાના પશ્ચાત્તાપનો તો પાર રહ્યો નહિ. એણે પ્રાયશ્ચિત્ત કર્યું, ત્યારે ફરીથી આકાશવાણી થઇ. તદનુસાર તેણે એક હજાર અશ્વમેધ યજ્ઞ આદર્યા. ભગવાને પ્રસન્ન થઇ રાજાને જણાવ્યું કે, 'હે રાજન્ ! હું તને કેવળ કેટલાંક કાષ્ઠના ચિહ્નોવાળા ટુકડારૂપે દર્શન દઈશ.' યજ્ઞ-સ્થળેથી થોડે દૂર સમુદ્રકાંઠે તે ચિન્હોવાળા કાષ્ઠ નજરે ચડતાં તે કાષ્ઠના ટુકડાઓ, હાલમાં જ્યાં મંદિર છે ત્યાં ધામધૂમ પૂર્વક લાવવામાં આવ્યા. પછી રાજાએ અનેક કારીગર સુથારોને બોલાવ્યા, પણ પ્રતિમા કોઈથી ઘડી શકાઇ નહિ. કારીગર જેવા એ કાંઠને હથિયાર લગાડતા કે એ હથિયારના ટુકડે ટુકડા થઈ જતા. રાજાને બહુ વિસ્મય થયું. આખરે પ્રભુ પોતે એક વૃદ્ધ સુથારનું રૂપ ધારણ કરીને જાતે આવ્યા. એમણે અનંત મહાર તરીકે પોતાનું નામ આપ્યું. અને એકવીસ દિવસ લગીમાં પ્રતિમા બનાવી આપવાનું વચન આપ્યું. ત્યાર પછી એક ઓરડીમાં કાષ્ઠના ટુકડાઓ લઇ, બારી-બારણાં વગેરે વાસીને તેઓ અંતર્ધાન થઇ ગયા. એકવીસ દિવસની મુદત પૂરી થઇ ગઇ. આટઆટલા દિવસ થયા, એ ઓરડીમાંથી મૂર્તિ ઘડવાનો કશોય અવાજ સુદ્ધાં આવતો કોઈએ સાંભળ્યો નહિ. રાજાએ અધીર બનીને દ્વાર ખોલીને જોયું તો ત્રણ અપૂર્વ પ્રતિમાઓ ત્યા નજરે ચઢી. રાજાએ વર્ષોલગી વાટ જોઈ પણ વિશ્વકર્મા તો ન જ આવ્યા. પછી રથમાં સ્થાપના કરી મંદિરમાં પ્રતિમાની પ્રતિષ્ઠા કરવામાં આવી. એ મંદિર તે જ આજનું જગન્નાથપુરીનું ભવ્ય મંદિર.

ઐતિહાસિક ઘટના અનુસાર માદલાપંજીમાં આપેલી હકીકતોને આધારે એવું તારવી શકાય કે ઈ. સ. ૧૧૯૮માં રાજા અનંગ ભીમદેવના શાસનકાળ દરમિયાન આ મંદિર બંધાયું હતું.

મુખ્ય મંદિરમાં ચાર સ્થાપત્ય-વિભાગો છે. પૂર્વથી પશ્ચિમ, ભોગ મંડપ, જગમોહન ( નૃત્યશાળા ) મુખશાળા અને બડાદેવલ, જ્યાં જગન્નાથની પ્રતિમા છે અને મુખ્ય ઊંચું શિખર છે. આમ ચાર મુખ્ય વિભાગોમાં મંદિર વહેંચાયુ છે. વિમલા અને લક્ષ્મીના મંદિરો રાજા અનંગ ભીમદેવના અમલ દરમિયાન બંધાયાં હતાં. જ્યારે ભોગમંડપ રાજા પુરુષોત્તમના સમયમાં અને મુખશાળાનું કામ રાજા પ્રતાપ રુદ્રદેવના અમલ દરમિયાન ઇ. સ. ૧૪૯૫ થી ઇ. સ. ૧૫૩૨ લગીમાં પૂરું થયેલ.

મંદિરનાં કેટલાંક શિલ્પ અને બીજાં સ્થાપત્ય વિધાન નોંધપાત્ર છે. અરુણ સ્તંભ, મેઘનાદ પ્રાસાર, (વિશાળ કમ્પાઉન્ડની દિવાલ) ચાર દરવાજા, પતિતપાવન, વિશ્વેશ્વર મંદિર, નૃસિંહ મંદિર, જય-વિજય

દરવાજા, અગ્નિલિંગ, સત્યનારાયણ, બાલમુકુન્દ, બટકૃષ્ણ, બટબિહારી જગન્નાથ, હરિહરદેવ, બટ મંગલ, બટ ગણેશ, પાંચ શિવ–મંદિરો, પાતાલેશ્વર મંદિર, ઈન્દ્રનું મંદિર આદિનો તેમા સમાવેશ થાય છે.

મંદિરને ફરતાં કામ અને રતિક્રીડા કરતાં યુગલોનાં ભાસ્કર્ય છે. એક મત એવો છે કે તે કુદરતી કોપ, જેવાં કે, વીજળી પ્રપાત, તોફાન વગેરે સામે મંદિરનું રક્ષણ કરવા કંડારવામાં આવ્યા છે. આ મતનો અગ્નિ–પુરાણ અને બૃહત્ સંહિતામાં સમર્થન મળે છે.

ઓરીસ્સામાં અન્ય નોધપાત્ર શિલ્પકૃતિઓ અને ભાસ્કર્ય, કોણાર્કનાં સૂર્યમંદિર, યક્ષીઓ, ભુવનેશ્વરનાં મંદિર આદિમાં જોવા મળે છે. તે પણ ધાર્મિક સ્થળો હોઇ યાત્રાળુઓ તે જોવાનું ચૂકતા નથી.



## ધન્ય–ગુજરાત

હો—ધન્ય ધન્ય ગુજરાત !

નવલખ તારા ચંદ્ર રૂપેરી રાત દીપે રળિયાત;
નવલા રંગે રંગાતું નિત ઉઘડે પ્રિય પ્રભાત. હો.

ભરપુર ભાદર વહે નર્મદા ને સુરપાણ પ્રપાત;
ઘૂઘવે ઘેલા મહી સાગર ને તાપીના ઘુઘવાટ. હો.

અરવલ્લી શેત્રુંજો બરડો, ગિર આબુ પ્રખ્યાત;
સોમનાથ ને કુંતેશ્વર મહાકાલી અંબામાત. હો.

ભ્રાતૃભાવથી ભરી બાદરી વસતી વિધ વિધ જાત;
શુર સાહસ વિદ્યા વ્યાપારે જગમાં પાડે ભાત હો.

ગૌરવ તારું ગાંધી મોહન સતનો જેને સાથ;
દયાનંદ ને કૃષ્ણ સુદામા નરપુંગવ પ્રખ્યાત. હો.

—મહીપતરામ જોશી.

# જગન્નાથ થી દ્વારકાપુરી—મૂળ ઓરિયા લેખક: શ્રી મહેન્દ્ર પટનાયક (સાહિત્યક અને પત્રકાર)

અનુ. : શ્રી બાબુલાલ દોશી.

( ઓરીસ્સા અને ગુજરાત વચ્ચેના સંબંધનું સંશોધન )

મોં પર મૂછનો દોરો તો હજુ માંડ ફૂટયો હશે, એવો ચૌદ વર્ષનો એક કિશોર નાની નૌકાની રખેવાળી કરતો નદીના ઘાટ પર ઊભો હતો. એને આદેશ હતો કે પ્રજા-મંડળની રજા વિના કોઇને પણ નદીની પેલે પાર જવા ન દેવો... ...

જવાબદાર શાસનની જોરદાર માગણી, જેવા રાજકોટ તેવા જ ઢેંકાનાળનાં આંદોલનો—શહાદતના ઇતિહાસ લખાયા છે......

કિશોર ઊભો છે, નદીનો ઘાટ સુમસામ છે...બરાબર આ સમયે શાહી ફોજે નજીકના ગામે આગ લગાડી...એક બાજુ આગના ભડકા ગામને ગળી જતા હતા, અને બીજી બાજુ શાહી ફોજની ટુકડી નદીની સામે પાર જવા ઘાટ ભણી નાસતી હતી.

કિશોરની નજર એ તરફ ગઇ અને તેણે ફોજને પડકારી .."પ્રજા મંડળની આજ્ઞા વિના આ નદીને કોઇ પાર કરી શકશે નહિ......"

કિશોરના આ શબ્દો સાંભળ્યા ન સાંભળ્યા અને શાહી ફોજના જુલ્મી બનેલા તાલીમી સૈનિકોએ પોતાની કાળમુખી બંદૂકોનાં મોઢાં કિશોર ભણી તાકયાં, એક બે ત્રણ ..શાંત વાતાવરણમાં પડઘા પાડતી ગોળીઓ છૂટી અને બાળક ત્યાં જ ઢળી પડયો...આ હતો ઓરીસ્સાના ઢેંકાનાળ રાજ્યનો બાર વરસનો બાજી રાઉત.

······રાજકોટની ધરતી પર વાઇસિરોયનું આગમન થવાનું હતું. વાઇસરોયની સવારી જે માર્ગે પસાર થાય તે માર્ગે કોઇએ ખાદીનાં કપડા પહેરીને નીકળવું નહિ, ત્રિરંગી ઝંડો ફરકાવવો નહિ, કે 'વંદે માતરમ્'નો બોલ ઉચ્ચારવો નહિ.

જ્યુબિલી બાગ પાસે સવારી પહોચી, આસ્તે આસ્તે આલ્ફ્રેડ હાઇસ્કૂલ તરફ આગળ વધી ન વધી ત્યા તો હવામાં "વંદે માતરમ્"ના પડઘા પડયા. નખશિખ ખાદીનાં કપડાં પહેરેલાં બે નવોદિત કિશોરો કેસરિયાં કરવા બહાર પડ્યા હતા. સરકારી ફરમાન તેઓને મંજૂર ન હતું.

આઠ પડછંદ ઘોડાવાળી વાઇસિરોયની વિકટોરિયા ઘડીભર થંભી ગઇ. કંઇક ફરમાન છૂટયું અને હવામાં ઘડી બે ઘડી સન્નાટો છવાયો. સ્નેહી મિત્રોએ બાળકોને સમજાવવાની નિરર્થક કોશિષ કરી, અને અજબ હિંમત સાથે બાળકોએ ત્રિરંગી ઝંડો હવામાં ફરકાવ્યો...અને...અને...માર્ગની બન્ને બાજુ પર ઉભેલા લોકોએ પોતાની આંખો બંધ કરી દીધી, બહેનોએ મોં આડા પાલવ ઢાંકયા.

આ અમર કિશોરનાં નામ રાજકોટની આલ્ફ્રેડ હાઈસ્કૂલમાં આજે યે કોતરાયેલા પડ્યા છે.

ઉત્કલ (ઓરીસ્સા) અને ગુજરાત ભારત માતાનાં પૂર્વ અને પશ્ચિમ પડખાં એક તરફ બંગાળનો ઉપસાગર ઘૂઘવે છે, બીજી તરફ અરબી સમુદ્ર ગુજરાતની ધરતીનાં ચરણ ચૂમે છે. ભારતવર્ષનાં કુલ ચાર ધામો, તેમાં એક ઓરીસ્સામાં જગન્નાથ. બીજું ગુજગતમા દ્વારકાપુરી. ઉત્કલમાં ભૂવનેશ્વરનું લીંગરાજ મંદિર, તો ગુજરાતનું સોમનાથ. બન્નેએ ઘણા તડકા-છાંયડા જોયા છે. ગુજરાતનાં શેત્રુંજય-દેલવાડાના ભવ્ય જૈન મંદિરો તેમ ઓરીસ્સાની ખંડગિરી, ઉદયગિરીની જૈન સ્મૃતિ ગુફાઓ.—પહાડમાંથી કોતરાયેલી—ગુજરાતનાં ઊના-તુલસીસ્યામની જેમ ખોરદા તથા ગરમપાણીનાં ઝરણાં, ગુજરાતમાં મોઢેરાનું સૂર્ય-મંદિર તેમ ઓરીસ્સામાં વિશ્વવિખ્યાત કોણાર્કના સૂર્યમંદિરની ભવ્યતા. આ તરફ વર્ષો પૂર્વે ઓરીસ્સા બિહારથી જુદું પડયું, તો પેલી તરફ ગુજરાત મહારાષ્ટ્રથી. બન્નેના સમાન પ્રાણ પ્રશ્નો. આ તરફ પારાદ્વીપ તો પેલી તરફ કંડલા બંદરની ઉન્નતિ માટેના અજોડ પ્રયાસો. ગુજરાતમાં માઘ તો ઓરીસ્સામાં જયદેવ જેવા સંસ્કૃત કવિઓ. ગુજરાતમાં હેમચંદ્રાચાર્ય તો ઓરીસ્સામાં કવિસમ્રાટ ઉપેન્દ્ર ભંજ જેવા સાહિત્ય કવિઓ... અને આવી કોણ જાણે કેટકેટલી યે સમાન કડીઓ પુરાણકાલીન તથા આધુનિક ઓરીસ્સા-ગુજરાત વચ્ચે છે.

ધર્મ-ગ્રંથો અને પુરાણ-ગ્રંથો સાક્ષી પૂરે છે કે, સ્વયં શ્રી કૃષ્ણભગવાને સમુદ્ર રસ્તે ઉત્કલ-ગુર્જરનો સંબંધ બાંધ્યો હતો. ભગવાન શ્રીકૃષ્ણ દ્વારકામાં જરા પારધિના હાથે તીરોવધ પામીને કલ્પદ્રુમના આધારે કુમારિકાને રસ્તે પ્રથમ પશ્ચિમ અને પછી પૂર્વ ઉત્કલમાં તણાઈ આવ્યા હતા. જગન્નાથધામમાં શ્રીકૃષ્ણ ભગવાનનાં અસ્થિ હોવાનું કહેવાય છે.

આપણા પુરાણ ગ્રંથમાંથી એક એ વાત પણ સ્પષ્ટ રીતે ઊઠે છે કે, ભગવાન શ્રીકૃષ્ણે ગુજરાતમાં (દ્વારકામાં) રહેવા છતાં પોતાના શ્રાપિત મહાવ્યાધિગ્રસ્ત પુત્ર સાંબને એ વખતે કલિંગના નામે ઓળખાતી ભૂમિમાં કોણાર્ક ખાતે સ્વાસ્થ્ય-પરિવર્તન માટે મોકલેલ. ત્યાંના સૂર્ય-કિરણના સ્થાનથી તેની પીડા શમી હતી. સાંબને આમ દ્વારકામાંથી નીકળ્યા પછી કોણાર્કમાં આરોગ્ય પ્રાપ્તિ થઈ. ત્યારબાદ કુશળતા માટે તે પુરી તથા ગંજામ જીલ્લાઓમા ફર્યો હતો. જે જે ખાસ સ્થળોએ તે ફર્યો હતો તે વિસ્તારને પાછળથી 'કુશસ્થળી' નામ આપવામાં આવ્યાં હતાં. દ્વારકાનું બીજું નામ 'કુશસ્થળી', ગોરખપુર બંદર નજીક આજે પણ 'કુશસ્થળી' નામનું સ્થળ મોજૂદ છે.

ઓરીસ્સાની કુશસ્થળીમાં 'સાધવ' લોકો નૌકાના ચાલક તરીકે સુકીર્તિ પામ્યા હતા. 'સાહુ' અથવા 'સાધવ'ના નામથી અદ્યાપિ આજુબાજુના વિસ્તારના લોકો અસ્તિત્વ ધરાવે છે. સાગર વિદ્યામાં નિપુણ એવા આ સાધવ લોકોની સહાયથી જ કલીંગના શૈલોભદ્ર નૃપતિવૃંદોએ દૂર દૂર સાગરપાર સામ્રાજ્યો સ્થાપ્યાં હતાં. આ લોકોની ભવ્ય જયજાત્રા જાવા, સુવર્ણ, સુમાત્રા, બાલી, બ્રહ્મ, કમ્બોજ, ચંપક, ચીન, જાપાન સુધી પહોંચી હતી. અને ત્યાં ઉત્કલીય શિક્ષા અને સંસ્કૃતિ વિસ્તરી હતી.

આ રીતે ગુર્જર દેશના વતનીઓ પણ તે સમયે વહાણવટામાં કુશળ હતા. ગુજરાતી ભાષામાં નૌકાને વહાણ કહે છે. આ પ્રમાણે વહાણો લઇને વેપાર અર્થે દેશ વિદેશ જતાં તેઓ 'વહાણિયા' અને પછી વાણિયાને નામે ઓળખાયા. આ વાણિયાંઓ ઓરીસ્સાને કિનારે પણ જતા આવતા, અને વેપાર વિનિમય કરતા.

અલંકાર-પ્રિય ઉત્કલ દેશમા સોના, ચાંદી, હીરાના આ લોકો બીજી ચાજોની સાથે લે-આપ કરતા. સોના-ચાંદીના આવા કારીગરોને આજ પણ ઓરીસ્સામાં 'બણિયા' તરીકે ઓળખે છે. તે સિવાય ગુર્જર વહાણવટીઓ તીખા (મરી), એલચી વગેરે ગરમ મસાલા પણ ઉત્કલમા વેચતા. મરીને ઉડિયા ભાષામાં ગોળ મરીચ કહે છે. ગંજામ, કોરાપુટ અને ફુલવાણી વગેરે અંચળમા આજ પણ મરીને બણિયા મરચ તરીકે ઓળખે છે. તેવી જ રીતે એલચીને 'ગુજરાતી' કહે છે-કારણ તે ગુજરાતથી આવતી.

શ્રીકૃષ્ણ-પુત્ર સાંબની સાથે આવેલ અને પાછળથી આ વહાણવટીઓમાંથી કેટલાક કુટુંબો ઓરીસ્સામા રહી ગયાં.તેઓ બણિયાકરણને નામે ઓળખાયા. જગન્નાથપુરીનો નંદિની મઠ આજ પણ તેની સાક્ષી પૂરે છે.આ મઠમાં આજે પણ બણિયાકરણ અને બ્રાહ્મણ તેમ એક પછી એક એમ બે વંશો વહિવટમાં વારાફરતી બદલાય છે.

તેવી જ રીતે ગુજરાતના કંદોઈ પણ ઓરીસ્સામા આવી વસેલા. ગુર્જરના મિષ્ટાન્ન બનાવવાવાળા લોકો ઓરીસ્સામાં આવ્યા બાદ 'ગુર્જરિયા' અથવા 'ગુડિયા' તરીકે ઓળખાયા. તે સમયમાં ખાંડ બહુ પ્રચલિત નહિ હોવાથી મિઠાઈ ગોળની બનતી. ગોળને ઉડિયા ભાષામાં 'ગુડ' કહે છે અને ગુડની મિઠાઈ બનાવનારા ગુર્જરના લોકો 'ગુડિયા' કહેવાયા.

ગમે તેમ, તોય ઓરીસ્સાની આ 'ગુડિયા' જાતિનો રંગ આજે પણ અહિંના સામાન્ય 'ઉડિયા'થી જુદો તરી આવે છે. એમાંયે ગુડિયા નારીનો રંગ, આકાર પ્રકાર; ચલ પ્રચલન, રીતરિવાજો વગેરે બધું સ્થાનીય પ્રજાથી તદ્દન જુદું તરી આવે છે. અને તે ઘણું ખરું ગુજરાતની નારીના રંગ. પહેરવેશ અને રીત રિવાજોને મળતું આવે છે. ઓરીસ્સાના ગોવાળ (ભરવાડ) ની જેમ આ લોકો પણ સર્વ સ્પૃશ્ય અને પવિત્ર મનાય છે.

બંગ દાક્ષણીય બ્રાહ્મણોની જેમ ગુર્જરમાથી ઉત્કલમાં આવી વસેલા મહેર, જોશી અને પટેલ જાતિના ઘણા લોકો આજે પણ અહીં વસે છે. સંબલપુર, સુંદરગઢ અને કલાહાંડી જીલ્લા તરફ આમાંના કેટલાક લોકો 'મહેર, જોશી' 'પટજોશી' અને 'પટેલ'ના નામથી ઓળખાય છે. આ હિસાબે ઓરીસ્સાના પ્રખ્યાત કવિ ગંગાધર મહેર મૂળ સૌરાષ્ટ્રના હોવાનો સંભવ છે. આ ઉપરાંત ગુજરાતના કેટલાક મુસ્લિમ બિરાદરો અહીં આવી વસ્યા છે અને પૂરેપૂરા ઉડિયા સાથે ભળી ગયાનાં દષ્ટાંતો મળે છે.

ઉત્તર--પથ અને દક્ષિણ-પથની આ મિલન-ભૂમિમાં કાળક્રમે જુદા જુદા માણસો આવી વસ્યા છે. તામ્રિલના માણસો તામ્બુલી કહેવાયા. તેવી જ રીતે મલયાગીરનાં આરૂયા (આરબીથી આગત) કુશ-શાકદ્વીપના દૈત્ય લોકો, મગધના માગધી ગૌડ, બંગના ચકુલિયા પંડા. આંધ્રના નૌળીયા (ખારવા), કામ્બ લોકો ઉત્તર-મધ્ય ભારતના કુર્મિ વા કુદમ લોકો, બર્માના બાઉરી, લંકાની કુમુટી, કનૌજના કાન્યકુબ્જ બ્રાહ્મણો અને ચીન બર્મા સીમાંતના કેરન વા કરણ લોકો અહીં આવી વસ્યા છે. જો કે છેલ્લા એક સૈકામાં આવી વસેલા તામિલ, તેલુગુ, મારવાડી, ગુજરાતી વગેરે જાતિઓએ પોતાનું પ્રાંતીયપણું ટકાવી રાખ્યું છે, ત્યારે શિવાજી ભોસલે ના સમયમાં આવેલા મગહીઓ, પંજાબમાંથી આવેલા પંજાબીઓ પૂરેપૂરા ઉડિયા બની ગયાં છે. ઓરીસ્સાના માજી વડા પ્રધાન ડૉ. મહેતાબ મૂળ પંજાબના છે. તેવી જ રીતે ભગત વગેરે મધ્યભારતથી

અને પંડિત કાશ્મીરથી આવી દૂધ-પાણીની જેમ ભળી ગયા છે. ગુજરાત તથા બીજા પ્રાંતના આટલા બધા લોકો ઓરીસ્સા પ્રત્યે કેમ આકર્ષાયા હશે એ પ્રશ્ન સહેજે થાય. ઓરીસ્સાએ હંમેશાં સર્વ ધર્મના લોકોનો આદર કર્યો છે. અશોકનાં સમયે બૌદ્ધધર્મ, ખારવેલના સમયે જૈનધર્મ, શંકરાચાર્યનો શિવધર્મ તેમ જ જગન્નાથધર્મના પ્રચાર–પીઠ સમા ઉત્કલમાં ધર્મપ્રેમી ભારતીયો આકર્ષાયા છે.

ઇ. સ. પૂર્વે ૨૧૮–૨૦૪ માં ઓરીસ્સામાં પ્રસિદ્ધ રાજા ખારવેલ રાજ્ય કરતો હતો. આ સમ્રાટે તે વખતના કલીંગ રાજ્યને ઘણું ઘણું વિસ્તાર્યું હતું. કહેવાય છે કે આ રાજાએ તાપી નદી પરના ઉપત્યકામાંથી અને તે પછી સાનકર્ણ, રાષ્ટ્રીક તથા ભોજક રાજ્યોમાંથી ધન, રત્નો વગેરેની વિપુલ સંપત્તિ લૂંટી હતી. ખારવેલ રાજા જૈનધર્મી હતો. અને ચતુરંગી વિજય મેળવતાં ગાંધાર રાજાની કન્યા દુષીને તેણે કલીંગની રાણી બનાવી હતી. ખારવેલે પોતાના રાજ્યકાળ દરમિયાન ખંડગિરી, ઉદયગિરી વગેરે જગ્યાએ જૈન તીર્થંકરોનાં સ્મૃતિ–ચિહ્નો ખોદાવ્યાં હતાં અથવા વિથિ-ચિત્રો આલેખાવ્યાં હતા. મગધ અને મથુરાની વિજય-યાત્રા બાદ જૈન લોકોનું પવિત્ર મનાતું કલ્પવૃક્ષ તે કલીંગ લાવ્યો હતો. એ ઉપરાંત નંદ રાજાએ હરણ કરેલું જિનાસન તેણે પાછું કલીંગમા લાવી મૂકયુ હતું. તેની આ પ્રકારની સિદ્ધિનો પ્રભાવ છેક ગુર્જર-ભૂમિ પર પડયો હતો અને ગુર્જરની શુભદૃષ્ટિ અને સન્માન ઓરીસ્સા પામ્યું હતું.

કલીંગમાં લાખો માણસોની કત્લેઆમ કરાવ્યા બાદ સમ્રાટ અશોકે અહિંસાનો મંત્ર અહીં જ સ્વીકાર્યો હતો. ધઉળી પહાડનો અશોકનો શિલાલેખ આની સાક્ષી–સ્વરૂપે છે. લલિતગિરિના બૌદ્ધ અવશેષ પણ આ ધર્મના પ્રભાવની ખાતરી આપે છે.

ચાર શંકરાચાર્યોની પીઠ માહેની મોટી પીઠ ઓરીસ્સામા છે. જગન્નાથ ધર્મ સર્વ–પ્રિય છે અને મંદિરનો ભોગ સૌ જાત–ભાતના ભેદ વગર સાથે મળી ખાઇ શકે છે.

એ ઉપરાંત ઇ. સ. ૭૯૫–૮૪૦ મા યયાતિ–કેસરીએ પોતાના રાજ્યકાળના ત્રીજા વર્ષમા કર્ણાટક, ગૌડ, લાટ અને ગુર્જરની વિજય-યાત્રા કરી હોવાનો નિર્દેશ ઇતિહાસમાથી મળે છે. નવી રાજધાની ભુવનેશ્વરના મ્યુઝિયમમાં સોનપુર અથવા સુવર્ણપુરની તામ્રલેખાઓ આ વિજય-યાત્રાની સાક્ષી આજેયે પૂરે છે.

ગુજરાતના સિદ્ધરાજ જયસિંહે કર્ણાટકની ચઢાઈ આ જ રસ્તે દોરી હતી. સમ્રાટ જયસિંહ કલીંગના પરિચયમાં આવ્યાના દૃષ્ટાંતો મળે છે. લોકકથામાં વણાએલી જસમા ઓડણ તે ઓરીસ્સાની ઓડીયણ હતી. શિલ્પી ઉત્કલમાંથી સ્થાપત્ય-કળાના ઘણા કુશળ શિલ્પીઓ તે વખતે સહસ્રલીંગ તળાવ ખોદવા પાટણ ગયેલ. તેમાં જસમા પણ હતી. ડો. હરેકૃષ્ણ મહેતાબે પોતાના ઓરીસ્સા વિષેના ઇતિહાસમા (૯૫–૯૬ પાનામાં) કહ્યું છે કે "તે સમયે ગુર્જર અને કર્ણાટકના રાજાઓ પોતાના રાજય વિસ્તારવા માટે વારંવાર પ્રયત્નો કરતા. યુદ્ધ દરમિયાન આ રાજાઓને ઉત્તરમા ગૌડ, દક્ષિણમા કલિંગ તથા પશ્ચિમમા કોશલ રાજ્યમાંથી વારંવાર પસાર થવું પડતું. આ પ્રકારની ભીંસ તથા મુશ્કેલીઓમાંથી મુક્ત થવા યયાતિ–કેસરી રાજાએ બળવાન સૈન્યની સજાવટ કરીને ચારે તરફ પોતાની આણ વર્તાવી અને ગૌડ, મગધ, બંગ, કોશલ તથા શુદ્ધ પ્રતિહારવંશ અને રાષ્ટ્રકૂટ લોકના વારંવારના આક્રમણથી કલીંગને બચાવેલ આ ઉપરાંત ગુર્જર અને કર્ણાટક તરફના આક્રામક લોકોને પરાસ્ત કરીને તેણે અપૂર્વ સિદ્ધિ હાસલ કરી હશે તેમ કહેવું વધારે પડતું નહિ ગણાય".

ઓરીસ્સાનો પ્રાચીન ઈતિહાસ જોઈએ તો તેના તે વખતે જુદાં જુદાં નામો હતાં. કલીંગ, કગોંદ, ઉદ્ર અથવા ઉત્કલ, દક્ષિણ કોશલ, ઉડિસા અથવા ઓરીસ્સા સાથે ગુર્જર અથવા ગુજરાતનો સંબંધ ઘણો જૂનો છે.

ઓરીસ્સાનાં દેશી રજવાડાનું વિલીનીકરણનો યશ ગુજરાતી વલ્લભભાઈ પટેલ ને ફાળે જાય છે. સ્વરાજ પ્રાપ્તિ બાદ શ્રી ચંદુલાલ ત્રિવેદીએ થોડો સમય અહીંનું ગવર્નરપદ શોભાવ્યું હતું. તેવી જ રીતે ઓરીસ્સાના ડૉ. હરેકૃષ્ણ મહેતાબ તે વખતના મહારાષ્ટ્ર-ગુજરાતના ગવર્નર બનીને ગયા હતા.

આમ કલીંગ-ગુર્જરના રાજ્ય-વિસ્તાર, ધર્મ, પ્રચાર, જય-પરાજય, સાંસ્કૃતિક આપ-લે વગેરેનો સંશોધનાત્મક ઇતિહાસ તપાસ્યા બાદ આપણે ગાંધીયુગ તરફ વળીએ તો પણ ઉત્કલ અને ગુજરાતના આગવા રંગને આપણે ઝાંખપ આપી નથી. આ બે પ્રદેશો વચ્ચેની આત્મીયતા ગાંધીયુગમાં પણ આપણને જોવા મળે છે. પોરબંદરના મહાત્માએ ઉત્કલનું હૃદય હંમેશ માટે જીતી લીધું હતું.

ગુજરાતની જેમ ઓરીસ્સાને પણ ત્યાંની આદિવાસી અને પછાત કોમના પ્રશ્નોએ હંમેશાં મુંઝવ્યું છે. વારંવારની જળરેલ, દુષ્કાળ. સંસ્કારજડતા અને અંધશ્રદ્ધામાં સંડોવાયેલા આ ધર્મભીરુ પ્રદેશને ગરીબીનો રાહુ કોઈ દિવસ છોડતો નથી. ઓરીસ્સાની ગરીબીએ જ મહાત્માજીને પ્રથમ પહેલા પોતડી પહેરતા કર્યા હતા. આ માટે જ બાપુજીએ પોતાના કસાયેલા અને કર્મઠ કાર્યકરોને ઓરીસ્સામાં મૂકયા હતા. સ્વ. જીવરામ કોઠારી, શ્રી પુરબ્હેન, શ્રી ઇશ્વિરલાલ વ્યાસ વગેરેનાં નામો તેમાં મોખરે છે. સ્વ. ઠકકરબાપાએ ઓરીસ્સાનાં આદિવાસીઓ માટે ઘણું ઘણું કર્યું છે. તેમના શિષ્ય શ્રી અંબાલાલ વ્યાસ આજે પણ આદિવાસીના ખાતામા માનદ સેક્રેટરી છે. સેવાનો ભેખ લીધેલા ઘણાઓને બાપુજીએ ઓરીસ્સા તરફ દોર્યા હતા. નોઆખલીથી ઘણા વર્ષો પહેલાં બાપુજીએ ઓરીસ્સામા પદયાત્રા કરી હતી.

ગુજરાતની કેટલીયે રાજકુંવરીઓ ઓરીસ્સાના જુદા જુદા યુવરાજો સાથે પરણેલ છે. ઓરીસ્સાના તે સમયના દેશી રાજ્ય મયુરભંજના સ્વર્ગીય રાજવી શ્રી પુર્ણચંદ્ર ભંજદેવની રાણી વાંકાનેરની રાજકુંવરી છે. આ ઉપરાંત સોનપુર રાજકુમાર સાથે પાલીતાણા, કેંજોર સાથે રાજકોટ, બલાંગીરમાં રાજપીપળા, નયાગઢમાં ધ્રોળ, કનીકાના યુવરાજ મોરવી, તેવી જ રીતે ઢેંકાનાળ, નીલગીરી તથા હિન્દોળના રાજા અનુક્રમે કુશળગઢ, અલીરાજપુર તથા કાઠીવાડા રાજ્યોમાં લગ્ન-ગ્રંથીથી જોડાયા છે. ઓરીસ્સાના માજી વડાપ્રધાન શ્રી નવકૃષ્ણ ચૌધરીની કન્યા સ્વ. મહાદેવ દેસાઈના સુપુત્ર સાથે પરણેલ છે.

વચમાં અંધારયુગ બાદ દેતાં ઓરીસ્સા સાથેનો ગુજરાતીઓનો સંબંધ છેલ્લાં સો વર્ષથી ફરી શરૂ થયો છે. વેપાર અર્થે આવેલાં દૂર દૂરના ગુજરાતીઓ અહીં વસ્યા છે. લગભગ ૨૫૦૦ કુટુંબો અને ૧૧૦૦૦ ગુજરાતીઓ આજ ઓરીસ્સામાં પથરાયેલા પડયા છે.

ઉત્કલના વેપાર-વાણિજ્યમા સોનાં-ચાંદીનો વેપાર, બીડી-પત્તા જંગલની પેદાશ, ચોખાની તથા લાકડા વેરવાની મિલો, એલ્યુમીનિયમ, સિનેમાગ્રહો, કોન્ટ્રાકટરી (રેલ-રોડ) વગેરેમાં એંશી ટકા વ્યાપાર ગુજરાતીઓના હાથમાં છે.

એક બાજુ ઉત્કલ અને બીજી બાજુ ગુર્જર—એકબીજાથી તદ્દન વિરુદ્ધ છેડે, છતાં એમની વચ્ચેની જોગાનુજોગે મળેલી આત્મીયતા કેટલી અમર અને અવિચલ ! બલિદાનની બાબત હોય કે બહાદુરીની, દેહ-સોંપવની બાબત હોય કે કલા–કારીગરીની. સાહસની કે શહીદીની, વિશુદ્ધ પ્યારની, પરિશ્રમની, તપની કે ત્યાગની, ધર્મની કે કર્મની, ગુજરાત અને ઓરીસ્સા એ બધી બાબતોમા ઘણું સામ્ય ધરાવે છે. ગ્રામ્ય ભાષામા કહીએ તો આ બન્ને રાજ્યો વચ્ચે જુદી જુદી બાબતોમા ગાડા ભરાય એટલું સામ્ય છે…અસ્તુ.

卐

અણકીધા કરવાના કોડે, અધૂરા પૂરાં થાય;
સ્નેહ શૌર્ય ને સત્ય તણા ઉર, વૈભવ રાસ રચાય.
જય જય જન્મ સફળ ગુજરાતી ! જય જય ધન્ય અદલ ગુજરાત !
જ્યાં જ્યા વસે એક ગુજરાતી, ત્યા ત્યા સદાકાલ ગુજરાત !

—ખબરદાર.

# ઓરીસ્સા અને ગુજરાતના સાંસ્કૃતિક શિલ્પ-સંબંધો

લેખક : ડૉ. હરિલાલ રણછોડલાલ ગૌદાની

અનાદિકાળથી મનુષ્ય પોતાના રહેઠાણ કરતા પોતાના ઈષ્ટદેવનું સ્થાન વધારે સુંદર બનાવતો આવ્યા છે. મનુષ્ય ગુફાઓમાં રહેતો ત્યારે દેવગુફા વધારે સુંદર બનાવતો. ઝૂંપડામાં રહેતો ત્યારે ઈષ્ટદેવનું ઝૂંપડું શણગારતો. ઈંટ માટીનાં મકાનમાં રહેતો ત્યારે ઈંટોમાં કોતરણી કરીને દેવસ્થાનોને શણગારતો. પત્થર અને લાકડાનાં મકાનમાં રહેતો ત્યારે લાકડા અને પત્થર ઉપર દેવસ્થાનોમાં સુંદર શિલ્પ કોતરતો. અને મહેલાતોમાં રહેતો માનવી ભવ્ય દેવાલયો બાંધતો થયો.

ઘાસચારાની શોધમાં ભટકતુ જીવન ગાળતી આર્યપ્રજા ભારતવર્ષમાં આવી અને સદાય ઘાસચારાથી ભરપૂર સપ્તસિંધુના પ્રદેશમા ઠરીઠામ થઈ. ત્યાર પછી કાયમી વસાવટ માટે ગામો બાધતી થઈ. આવા ગામોમાં ગ્રામદેવતાની સ્થાપના આકર્ષક કૂબાઓમાં કરતી થઈ. સુંદર કૂબાઓ બાંધવાની કળા આર્યાવર્તની આદિ પ્રજાઓ પાસેથી આર્યોએ મેળવી. ખાસ કરીને બંગાળ અને ઓરીસ્સાની આદિ પ્રજા બહુ જ સુંદર કલાત્મક વાંસનાં રહેઠાણો બાંધતી. આવા કલાત્મક સર્જનો આર્યપ્રજાએ પોતાના દેવને માટે એ પ્રજા પાસેથી શીખી લીધા. જ્યારે આર્ય પ્રજા પત્થરનાં સુંદર મકાનો અને દેવમંદિરો બાધતી થઈ ત્યારે આદિપ્રજા પાસેથી મેળવેલી કળા પત્થરમાં ઉતારી આના નમૂનારૂપે લાડખાનનાં મંદિર તથા પરશુરામેશ્વર–મંદિરનો સભામંડપ હાલ મોજૂદ છે. બૌદ્ધોએ બાવીસ સો વર્ષ પહેલાં સ્તૂપો બાંધવાની શરૂઆત કરી. ધીરે ધીરે આવા સ્તૂપો કલાત્મક થતા ગયા. કલાત્મક સ્તૂપોની ચારે બાજુ બૌદ્ધ મૂર્તિઓ મુકવામાં આવી. અને છેલ્લે મૂર્તિઓને વિહારોમાં મુકીને પાકા મંદિરનાં યુગનો પ્રારંભ કર્યો. ત્યારપછી બ્રાહ્મણધર્મીઓએ જૂદા જૂદા દેવદેવીઓનાં મંદિરો બાંધ્યા. એક ઓરડાવાળા આવા મંદિરોની બહાર ભક્તજનોને ઉભા રહેવાની જગ્યાએ સભામંડપ બાંધવાની શરૂઆત ત્યાર પછીથી થઈ.

ગુપ્તકાળ દરમિયાન બંધાએલાં પાંચમા સૈકાનાં બે મંદિરો એક તિગવા પાસે જબલપુર જીલ્લામાં અને બીજું સાંચીમાં મોજૂદ છે. ત્યાર પછી દક્ષિણમાં છઠ્ઠા સૈકામાં બંધાએલ ધારવાડ જીલ્લાનાં એહોલે અને બદામીમાં આવાં મંદિરો હયાત છે.

મંદિરોને દૂરથી જોઈ શકાય અને ખેતરમાં કામ કરતા પોતાના ઈષ્ટદેવનું સ્મરણ કરી શકાય એ માટે મંદિરો ઉપર શિખરો બાંધવાની શરૂઆત થઈ. આ પ્રથા ભારત ભરમાં સાતમા અને આઠમા સૈકામાં શરૂ થઈ. મારવાડમાં જોધપુર પાસે ઓશિયા ગામે, ગુજરાતમાં મોડાસા પાસે શામળાજીનાં સ્થળમાં, મહારાષ્ટ્રમાં

ધારવાડ પાસે બદામી ગામમાં અને ઓરિસ્સામાં ભૂવનેશ્વરમાં આવા મંદિરો હાલ પણ હયાત છે. શિખરો બાંધવાની પ્રથા શરૂઆતમાં તો લગભગ સરખી હતી, પરંતુ ધીરે ધીરે જૂદા જૂદા ભાગના શિલ્પીઓએ પોતપોતાની આગવી કળા શરૂ કરી. પણ પહેલાની છાયા તો દરેક જગ્યાએ રહી જ.

ધીરે ધીરે ગુજરાત, મેવાડ અને મારવાડમાં, ઉત્તર પ્રદેશ તથા મધ્ય પ્રદેશના ઉત્તર ભાગમ , ઓરીસ્સા અને પશ્ચિમ બંગાળમાં, મધ્ય હિન્દુસ્તાનના દક્ષિણ ભાગ તથા મહારાષ્ટ્રમાં તથા બાકીનાં દક્ષિણ હિન્દુસ્તાનમાં મંદિરો બાંધવાની પોતપોતાની આગવી પરંપરાઓ શરૂ થઈ. આ પરંપરાઓમાં આઠમા, નવમા અને દસમા સૈકા દરમિયાન ગુજરાત અને ઉત્કલના મંદિરોના વિમાન ભાગમાં સામ્યતા હતી હિંદુસ્તાનના પૂર્વ અને પશ્ચિમ કાંઠે આવેલા આ દેશોનાં મંદિરોની બાંધણીમાં સામ્યતા શી રીતે જળવાઈ હશે ? એ એક કોયડો છે. છતાં હકિકત છે.



મહુડીનું કોટીયાર્ક મંદિર

જેનો વિમાનભાગ ઓરીસ્સાના મંદિરોના જગમોહન ભાગની નાનકડી પ્રતિકૃતિ જેવો છે.



ગુજરાતનાં સાબરકાંઠા જીલ્લાનાં ભૂવનેશ્વરનાં મંદિરો પાસે તથા શામળાજીનું હરિશ્ચંદ્ર રાજાની ચોરીનું મંદિર જે આઠમા સૈકામાં બંધાયા છે તેનાં વિમાનભાગો ઓરીસ્સાના ભુવનેશ્વરના મંદિરોનાં એ જમાનામાં બંધાએલ વિમાનભાગોને મળતા આવે છે. અમદાવાદ વિજાપુર લાઈનમાં પીલવાઈ સ્ટેશનથી ચાર માઈલ દૂર મહુડી ગામ પાસેના કોટિયાર્ક મંદિરનો વિમાનભાગ ભૂવનેશ્વર તથા કોણાર્કના સૂર્યમંદિરનાં જગમોહનને થોડે અંશે મળતો આવે છે. એ અજાયબીની વાત છે. આવી જ એક બીજી સામ્યતા મહેસાણા પાસે વસાઈ ડાભલાનાં એકાંડી અખાડા મંદિર અને મહેસાણા પાસેના સાંડેર ગામનાં એકાંડી મંદિર તથા ઓરીસ્સાના પરશુરામેશ્વરનાં મંદિર વચ્ચે ક્યાંથી ઉભી થઈ હશે એ આશ્ચર્યની ઘટના છે. આ મંદિરોનાં વિમાનભાગ મળતા છે. સભામંડપ જુદા જુદા પડી જાય છે.

મોઢેરાનું સૂર્યમંદિર બંધાયા પછી સો વર્ષે બંધાએલ કોણાર્કના સૂર્યમંદિરના તલદર્શનમાં સામ્યતા છે. અને સૂર્યમૂર્તિઓનું શિલ્પ લગભગ મળતું છે. આ બતાવી આપે છે કે, ગુજરાત અને ઉત્કલ સાતમા સૈકાથી શિલ્પ અંગેના સાંસ્કૃતિક સંબંધો ધરાવતા હશે. બારમા સૈકામાં આખા ભારતવર્ષમાં જુદી જુદી પીઠોએ ભવ્ય દેવાલયો બાંધ્યાં. ઓરીસ્સામાં સોમેશ્વર અને રાજા-રાણી મંદિર, ખજુરાહોમાં કૌંદર્ય મહા-



પાલેશ્વર મહાદેવ

(અખાડા મહાદેવ)

વસાઈ ડાભલા



દેવનું મંદિર, ગુજરાતમાં સોમનાથ, મોઢેરા, શામળાજી અને ચારણેશ્વરનાં મંદિરો, મહારાષ્ટ્રમાં અંબરનાથ અને જોગડા મંદિર, દક્ષિણમાં પાંચ રાજાઓએ બંધાવેલાં કેટલાંક મંદિરો હાલ પણ મોજુદ છે. દસમા સૈકાના અંતમાં અનેકાંડી મંદિરો બાંધવાની શરૂઆત થઈ. પણ ઓરીસ્સાએ તો એકાંડી મંદિરો જ બાંધ્યાં. આખા ભારતભરમાં અનેકાંડી મંદિરો બાંધવાની પ્રથા પ્રસરી ગઈ. પણ ઓરીસ્સા તો આમાથી બાકાત જ રહ્યું. ફક્ત રાજા-રાણીનું મંદિર અનેકાંડી છે.

ગુજરાતે એકાંડી મંદિરો અનેકાંડી મંદિરોની સાથે બાંધ્યા કર્યાં. જેમાંના સહસ્રલીંગ તળાવ કાંઠાના, મોઢેરા સૂર્યમંદિર કાંઠાનાં, સાંડેરના તથા વસાઈ ડાભલાનાં મંદિરો જોનારને ઉત્કલના મંદિરોની નાની પ્રતિકૃતિ જેવા લાગે છે. શિલ્પ બાબતમાં સમગ્રપણે વિચાર કરતાં ઉત્કલ અને ગુજરાતના કારીગરો વચ્ચે સંબંધ હશે જ. અહીંના કારીગરો ત્યાં જતા હશે અને ત્યાંના અહીં આવતા હશે. ગુજરાતનો દરિયાકાંઠો આ સાસ્કૃતિક સંબંધો જાળવવામાં એ વખતે વધારે મદદ કરતો હશે. ભલે, ગુજરાત અને ઉત્કલ દૂર રહ્યા, છતાં સૈકાઓથી સાસ્કૃતિક સંબંધો ધરાવે છે જ.



**સાંડેરનું એકાંડી મંદિર**
મહેસાણા જિલ્લો
જેનો વિમાનભાગ પરશુરામેશ્વરના
મંદિરને મળતો આવે છે.



**શામળાજી**
સાબરકાંઠા
હરિશ્ચંદ્રરાજાના ચોરીના મંદિરનો
વિમાનભાગ

મગપ્રજા હિન્દુસ્તાનમાં સૂર્યપૂજા લાવી. આખું ભારતવર્ષ ધીરે ધીરે સૂર્યપૂજામાં માનતું થયું અને સૂર્યપૂજાએ ઉત્કલ અને ગુજરાતનાં કોણાર્ક તથા મોઢેરાનાં સૂર્યમંદિરો ખડાં કર્યાં. અનંતપુર અને સ્થાનના તથા ગુજરાતનાં ભુવનેશ્વર ધામનાં સૂર્યમંદિરો બંધાયાં. કોણ જાણે કેમ, સૂર્યમંદિરોમાની સૂર્યમૂર્તિઓનાં શિલ્પનું કામ બંને જ એક શ્રેણીનું છે. શિલ્પના આ સંબંધો ઉત્કલ ગુજરાતને સૈકાઓ પહેલાંથી જોડતા આવ્યા છે. ગુજરાતની ઓડ પ્રજા કદાચ ઓરીસ્સાની પ્રજા હોય અને સદાય બાંધકામ કરતી આ પ્રજાએ ગુજરાત અને ઓરીસ્સાને શિલ્પની સાંસ્કૃતિક કડીએ બાંધ્યા હોય તો ના નહિ. છે ના અને છે. એ સરખા શબ્દો જ છે.

**જય ઉત્કલ ! જય ગુજરાત**

✱

